શ્રી



# રસિક ગુંદળી સંગ્રહ.

પ્રયોજક

કવિ રસિક

ઝવેરી ભોગીલાલ ધોળશાજી

અમૂલ્ય

શ્રી રસીક

# ગુંહળી સંગ્રહ.

પ્રયોજક,

ઝવેરી ભોગીલાલ ધોળશાજી.

પ્રકાશક,

શ્રી જૈન શ્વેતાંબર સહકાર સમિતિ તરફથી

શા. અમૃતલાલ કાળીદાસ.

ઠે. રાજામહેતાની પોળ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦ અનુ

સંવત ૧૯૮૪    સને ૧૯૨૮

અમૂલ્ય.

જ્ઞાનની આશાતના થાય નહિ તે માટે આ અગર બીજું કોઈ પણ પુસ્તક રખડતું મુકશો નહિ. જ્ઞાનના બહુ માનથી જ્ઞાનાવરણી કર્મો હઠી જઈ અપૂર્વ જ્ઞાનની પ્રાપ્તિ સહજમાં થઇ શકે છે, એ ભૂલશો નહિ.





વીર-શાસન પ્રિન્ટીંગ પ્રેસમાં
શાહ રતીલાલ કેશવલાલે છાપ્યું
ઠે. હાજાપટેલની પોળ, અમદાવાદ.



# પ્રસ્તાવના.

ગુજરાતનો જૈન વાંચક વર્ગ કવી રસિક ( શ્રીયુત ભોગીલાલ ધોળશાજી ) ના નામથી ભાગ્યેજ અજાણ હોય. આજે તેઓની ગહુંળીઓ, પુજાઓ, સ્તવનો વિગેરે એટલા બધા પ્રીય થઇ પડયા છે કે ઘણા પ્રસંગોમાં તેનો આદર થતો જોવામાં આવે છે. કવીશ્રીમાં ધર્મ શ્રદ્ધાના અંકુશ બાલ્યાવસ્થામાંજ વીકસ્વર થયા હતા અને ધીમે ધીમે તેઓએ સારૂં ધાર્મીક જ્ઞાન સંપાદન કર્યું. વળી અમદાવાદમાં જે જે આચાર્યવરો અગર વિદ્વાનો આવે તેમની વાણીનો લાભ સતત્ લેતા એટલે એમની ધાર્મીક ભાવના વધુ અને વધુ ઉત્તેજીત થવા લાગી; અને એ ભાવનાઓનું અવતરણ એમની નૈસર્ગીક પ્રેમી સરસ્વતી ઉપર થવા લાગ્યું. એમને રચેલા સઘળા સ્તવનો અને ગહુંળીઓમાં ધાર્મીક ભાવનાની જ્યોત અસ્તીત્વ ધરાવે છે. કવી રસિકના પદ્યની એક એ ખૂબી છે કે, એમના સ્તવનો અને ગુંહળીઓમાં તેઓ પોતાના ભાવોને ખુબ ખીલવી શકે છે એટલુંજ નહિ પણ વાંચક વર્ગ તેઓના ભાવોને કવીતા વાંચતાજ અનુભવે એવી સરળ વાણી વાપરવાની તેઓ ખાસ કાળજી રાખે છે. કવી રસિકે આ ઉપરાંત ઘણાજ પુસ્તકો રચ્યા છે અને તેમાંનું એક ચંદ્રશેખર ભાગ ૧ અગ્રસ્થાન ભોગવે છે એટલે તેઓને કવી અને નવલકથાકાર બન્ને ઉપમાંથી સંબોધી શકાય. તેઓએ શ્રીયુત્ વેણીચંદ સુરચંદનું આખું જીવન ગદ્યમાં લખેલું છે એટલુંજ નહિ પણ રાજનગર ઉદ્યાપન

મોહોત્સવ અને પુજાઓ પણ રચી છે. આ પુસ્તકમાં તેઓની છુટક છુટક ગહુળીયોને ભેગી કરવામાં આવી છે, જેમાં પર્યુષણની ગહુળીઓ,–ભૂતકાળમાં થયેલા અને વર્તમાન આચાર્યોની ગહુલીઓ, ગુરૂ વિહારની ગહુંળીઓ વિગેરેનો સમાવેશ થાય છે તેમની આકૃતીયોનો એકજ વર્ગ ન્યાયાધીશ હોઇ શકે અને તે વર્ગ સ્રીયોજ. જ્યારે સ્રીયો કવી રસિકની ગહુળીઓ વ્યાખ્યાન આદી ટાઇમે લલકારે છે ત્યારેજ એના ભાવનો ખરો ખ્યાલ આપણને સારી રીતે આવે છે. એમની કુતીયોનો જે આદર થાય છે એ ઉપરથી એમ ચોક્કસ લાગે છે કે સ્રીઓને કવી રસિકની ગુંહળીઓ ઉપર ઘણોજ પ્રેમ છે.

વળી આમાં છેવટના ભાગમાં કેટલાક આચાર્યો અને સાધુઓની ગહુંળીઓ લીધેલી છે. જેમાં આચાર્ય વર્ય શ્રીમદ્ વીરવિજયજી તથા આચાર્ય શ્રી લબ્ધિવિજયજી તથા પુ. પા. મહારાજશ્રી રમણીકવિજયજીની ગુંહળીઓનો પણ સમાવેશ થાય છે.

છેવટમાં જે વર્ગ માટે આકૃતીયો યોજાઇ છે તે વર્ગને આ કુતીયોમાં ઘણોજ આનંદ પડશે, એવી આશા સાથે કવીશ્રીને તેઓની આ મહેનત માટે ધન્યવાદ આપી વીરમું છું.

| | |
|---|---|
| કાકાબળીયાની પોળ<br>અમદાવાદ.<br>તા. ૨૮–૬–૨૮ | વાડીલાલ મોહોકમલાલ શાહ<br>બી. એ. (ઓનર્સ) |

# શ્રી રસિક ગુંહળી સંગ્રહ.

## શ્રી મુનિ આગમનની ગુંહળી.

સરસત સ્વામીને વિનવું—એ દેશી.

સફળ દિન આજનો જાણીએ,
સફળ થયા સહુ જે કાજરે;
ઓચ્છવ રંગ વધામણા,
ગુરૂજી પધાર્યાં છે આજરે. ૧
ઘર ઘરે તોરણો બાંધીઆ,
મંડપ રચીયા છે સારરે,
સંઘે સામૈયું ભાવે કર્યું,
મળીઆ બહુ નર ને નારરે. ૨
મધુર વાજીંત્ર મંગાવીઆ,
સ્ત્રી ગાવે મંગળ ગીતરે,
જય જય ધ્વની કરી ચાલતા,
આનંદ વર્તે છે ચિત્તરે. ૩
વિવિધ સામગ્રી સઘળી સજી,
હગગય લાવ્યા છે પૂરરે,
નોબત ગડગડી ગાજતી,
સુંદર શરણાઇ સૂરરે. ૪

નગરના ચોકમાં આવીઆ,
જોવાને મળીઆ છે લોકરે,
"અજબ આ ઠાઠને દેખતાં,
ઉપજે છે હર્ષનો થોકરે." ૫
અન્ય ધર્મી એમ બોલતા,
સરળ સ્વભાવી છે જેહરે,
અનુક્રમે આવ્યા ઉપાશ્રયે,
રસીકને ગુરૂપર છે સ્નેહરે. ૬

---

## શ્રી નવપદજી મહારાજની ગુંહળી.

પહેલે ભવે એક ગામનોરે—એ દેશી.

સુખદાયક સિદ્ધ ચક્રનેરે, ભજીએ ધરી ઉલ્લાસ,
અનુપમ મહિમા એહનોરે, ગાતાં સફળે આશરે.
સજની–ધરીએ નવપદ ધ્યાન,
તન મન કરી એક તાનરે. સજની–ધરીએ. ૧
પહેલે પદ અરિહંતજીરે, અજરામર નિકલંક,
અદ્ભૂત અતિશય સોહતારે, સમદ્રષ્ટિ ભગવંતરે
સજની–ધરીએ. ૨
બીજે સિદ્ધ ગુણી નમુંરે, સાદિ અનંત નિવાસ,
અષ્ટ કર્મ ટાળી થયારે, સ્વરૂપ રમણ સુવિલાસરે.
સજની–ધરીએ. ૩

આચરીઆ ત્રીજે પદેરે, ગુણ છત્રીસ નિધાન,
શુદ્ધ પ્રરૂપક શાસ્ત્રનારે, ચરણ કરણ સવધાનરે.
સજની–ધરીએ. ૪

પાઠક ચોથે જાણીએરે, વાદી શીર મણિ જેહ,
જ્ઞાન દાન દઈ મૂર્ખનેરે, પ્રજ્ઞ કરે સસનેહરે.
સજની–ધરીએ. ૫

પંચમ પદ મુનિરાજનેરે, પ્રેમે કરીએ પ્રણામ,
વિષમ કષાય નિવારીનેરે, રમતા આતમ રામરે.
સજની–ધરીએ. ૬

શુદ્ધ દેવ ગુરૂ ધર્મનુંરે, થાયે દૃઢ શ્રદ્ધાન,
મિથ્યા ભ્રમ દૂરે ટળેરે, તેહીજ સમકીત જાણરે.
સજની–ધરીએ. ૭

સદસદ્ વસ્તુ સ્વરૂપનેરે, દર્શાવે તેહ જ્ઞાન,
જ્ઞાનોદયથી આતમારે, નિર્મળ સ્ફટીક સમાનરે.
સજની–ધરીએ. ૮

ભવ સાયરથી ઉદ્ધરેરે, સંયમ પ્રવહણ તુલ્ય,
સુર નરપતિ સેવા કરેરે, તે ચારિત્ર અમુલ્યરે.
સજની–ધરીએ. ૯

કર્મ કાષ્ટને બાળવારે, અગ્નિ સમ તપ તેજ,
અચળ પ્રભાવ છે એહનોરે, હીતકર અખુટ એવેજરે.
સજની–ધરીએ. ૧૦

આસો ચેતર માસમાંરે, તન ધન શક્તિ પ્રમાણ,
આંબિલ તપ કરી ઉજવોરે, નવપદ રસીક સુજાણરે.
સજની-ધરીએ. ૧૧

---

## શ્રી પર્યુષણ પર્વની ગુંહળી.

વીર કુંવરની વાતડી કેને કહીએ—એ દેશી.

આવ્યા પજ્જુસણ પર્વ આનંદકારી,
હાંરે મુનિ દેશના દે બહુ સારી,
હાંરે મોટે થોકે મળી નરનારી,
હાંરે સાંભળવા જાય. આવ્યા. ૧
સર્વ વિધે એહ પર્વને જે આરાધે,
હાંરે તે તો આતમ કારજ સાધે,
હાંરે વળી ઉત્તમ શિવ સુખ લાધે;
હાંરે એમાં નહી સંદેહ. આવ્યા. ૨
દયા સહીત જે ધર્મ જિનવર બોલે,
હાંરે નહીં અન્ય ધરમ તસ તોલે,
હાંરે ભવિ પામ્યા અતિ પુન્ય મોટે,
હાંરે કરો શુભ ઉપયોગ. આવ્યા. ૩
દાન દયા તપ આદરો ભવિ પ્રાણી,
હાંરે તજો ક્રોધ ક્ષમા દિલ આણી,
હાંરે એહવી જિનરાજની વાણી,
હાંરે સમતા રસ પૂર. આવ્યા. ૪

કલ્પસૂત્ર વળી પારણું ઘર લાવો,
હાંરે મુક્તાફળે તેહ વધાવો,
હાંરે ભલી શુકલ ભાવના ભાવો;
હાંરે થઇને એકતાન. આવ્યા. ૫
છઠ્ઠ અઠ્ઠમ ઉપવાસથી દિલ દમીએ,
હાંરે સમતા સુંદરીશું રમીએ,
હાંરે સંસાર માહે નવી ભમીએ,
હાંરે નાણી કહે એમ. આવ્યા. ૬
થાળ ભરી મુક્તાફળે કંચનનો,
હાંરે કરો સ્વસ્તિક ચૌગતિ હરણો,
હાંરે મીટે તાપ 'રસીક' તનમનનો,
હાંરે વર્તે જયકાર. આવ્યા ૭

---

## શ્રી કલ્પસૂત્રની ગુંહળી.

એ ભવી પ્રાણીરે સેવો—એ દેશી.

સાંભળ સજનીરે મારી,
ધન્ય દિવસ ઘડી આજની સારી,
કલ્પસૂત્રનોરે દહાડો,
તપ જપ કિરીયામાં દિન કહાડો. સાંભળ. ૧
ગુરૂની ભક્તિરે કીજે.

ભાવે વચન સુધારસ પીજે,
અનુપમ અવસરરે આવો,
ધન ખરચીને લેવો લહાવો. સાંભળ. ૨

કલ્પસૂત્રનેરે લાવી,
મનોહર સ્થાને તે પધરાવી,
પ્રેમે પૂજનરે કરીએ,
જેથી જન્મ મરણ દુઃખ હરીએ. સાંભળ. ૩

જેમ શશિ સૂરનેરે વૃષ્ટિ,
કરે જગજન પર કરૂણા દૃષ્ટિ,
તેહથી મહિમારે જેનો,
અનહદ છે ઉપગાર એહનો. સાંભળ ૪

કલ્પ તરૂ સમરે આપે,
કનકાચળ પેરે દારિદ્ર કાપે,
ગંગ પ્રવાહનીરે સરખી,
વૃત્તિ ઉદાર એ સૂત્રની નિરખી. સાંભળ. ૫

લળી લળી પ્રણામેરે રંગે,
લઈ મુક્તાફળ અતિ ઉમંગે,
હરખે વધાવીએ ફરીએ,
રસીક સૂત્ર ગુણ નિત્ય સમરીએ. સાંભળ. ૬



# શ્રી મહાવીર સ્વામીના નિશાળ ગયણાની ગુંહળી.

ગુલાબવાડી ચૌટા વચ્ચે રોપીરે—એ દેશી.

સાહેલી તું સાંભળ મારી વાતરે,
રજની વીતી ઉઠ થયું પરભાતરે,
વીર પ્રભુ નિશાળે ભણવા જાયરે,
જય જય મંગળ શબ્દો ત્યાં ઉચરાયરે. ૧

સામૈયું લઈ સિદ્ધારથ નૃપ ચાલેરે,
સ્વજન સંબંધી સાથે મનમાં મ્હાલેરે,
ઢોલ દદામા ભુંગળ ભેરી વાજેરે,
દેવ દુંદુભિ અંબરમાંહી ગાજેરે. ૨

નોબત ડંકો સરણાઇના સૂરરે,
વિધ વિધ વાજીંત્રો બહુ આનંદ પૂરરે,
વાજાં બોલે જિનજીનો જયકારરે,
દીર્ઘાયુષી થાઓ પ્રાણાધારરે. ૩

હયગય પણ હર્ષારવ કરતાં ડોલેરે.
રથના પૈડા ઝણુનન ઝણુનન બોલેરે,
એવો ઉત્તમ સામૈયાનો ઠાઠરે,
તે જોવાને બહુ જન બેઠા હાટરે. ૪

તેથી ઝટપટ થાને તું તૈયારરે,
કરમાં કુમકુમ ને મુક્તાફળ હારરે,

તે સામગ્રી લઇને આપણુ ચાલોરે,
પ્રભુને વધાવી કર્મ કાષ્ટને બાળોરે. ૫
બાળક મિત્રો બીજા પણુ બહુ સાથરે,
જાય નિશાળે પાટી લઈને હાથરે,
અવધિજ્ઞાનથી ઇંદ્રે જાણ્યું એહરે,
કરે પરિક્ષા બ્રાહ્મણુ રૂપે તેહરે. ૬
ત્રિજ્ઞાને પ્રભુ ઉત્તર સઘળા આપેરે,
ધન્યવાદ દઇ જગમાં કીર્તિ સ્થાપેરે,
પ્રભુના ગુણુ દેખીને શિક્ષક રાચેરે,
રત્ન રાશિને રસીક વાણીથી યાચેરે. ૭

## શ્રી સંવત્સરી ખામણાની ગુંહળી.

જાત્રા નવાણું કરીએ સલુણા—એ દેશી.

સુણુ ભવિઆ એક વાતડીરે,
સંવત્સરી દિન આજ. ખમો સહુ જીવને. ૧
શુદ્ધ મને ખમતાં થકારે, લહીએ શિવપુર રાજ. ખમો. ૨
ક્રોડ વરસ લગી તપ તપેરે, મનથી શલ્ય ન જાય. ખમો. ૩
રાગ દ્વેષ વિણુ ત્યાગથીરે, અમરપણું નહી થાય. ખમો. ૪
નિર્મળ મન વચ કાયથીરે, શત્રુ મિત્ર સમ જાણુ. ખમો ૫
અઠ્ઠમ તપ અંતે કરીરે, ધરીએ ધો શુભ ધ્યાન. ખમો. ૬
ચૈત્ય જુહારી ભાવથીરે, દો યાચકને દાન. ખમો. ૭
તન ધન યુકતે વિસ્તરોરે, જીવદયા ગુણુ ખાણુ. ખમો. ૮

શક્તિ પ્રમાણે ઉજવીરે, રસીક આજનો દિન. ખમો. ૯
ખમીએ અને ખમાવીએરે, થઇ ગુરૂ ભક્તે લીન. ખમો. ૧૦

---

## શ્રી સમગ્ર મુનિમહારાજની ગુંહળી.

સંવત એક અઢલંતરેરે—એ દેશી.

સકળ મુનીશ્વરને નમુરે, શાસનના આધાર;
શુદ્ધ પરૂપક શાસ્ત્રનારે, નિર્મળ ચારિત્ર ધાર;
હો સજની એવા ગુરૂને વંદીએરે,
પૂરવ પાપ નિકંદીએરે, પામીએ સુખ અપાર. ૧
આઠે પ્રવચન પાળતારે, રોધે ક્રોધ કષાય;
છ જીવની રક્ષા કરેરે, મુનિ કરૂણા દિલ લાય;
હો સજની એવા. ૨
બાહ્યાંતર તપ આદરેરે, આતમ અર્થે ઉદાર;
મધુકર પેરે ગૌચરી ગ્રહેરે, તૃષ્ના નહિ તલભાર;
હો સજની એવા. ૩
સત્તાવીસ ગુણે કરીરે, શોભે જે મુનિરાજ;
બાધ રહીત ક્રિયા કરેરે, તે જગજન શીરતાજ;
હો સજની એવા. ૪
ગામ નગર પુર વિચરેરે, દે ઉપદેશ રસાળ;
ધર્મરસની વૃષ્ટિ કરેરે, સુણે ભવિ તતકાળ;
હો સજની એવા. ૫

જિન આજ્ઞા શીરપર ધરેરે, છાંડે વાદવિવાદ;
પરવાદિ પ્રતિબોધવારે, આગમ રાખે યાદ;
હો સજની એવા. ૬
એવા પરમ પુન્યવંતનીરે, ભક્તિ કરો નિશદિન,
રસીક અચળ પદ પામવારે, થઇએ મુનિગુણ લીન;
હો સજની એવા. ૭

---

## શ્રી ગૌતમ સ્વામીજીની ગુંહળી.

કાઉસગ ધ્યાને મુનિ રહેનેમી નામે—એ દેશી.

ધન્ય ધન્ય અવસર મહારે ગુરૂજી પધાર્યા,
સિધ્યા મન વાંછિત સર્વે કાજરે, હો શાણી સજની-
ગુરૂજી. ૧
સુરતરૂ ફળીઓ મહારે ગુરૂજી પધાર્યા,
સોનાના સૂરજ ઉગ્યા આજરે, હો શાણી સજની-
ગુરૂજી. ૨
સુરમણિ પ્રગટયો મહારે ગુરૂજી પધાર્યા,
મોતીડે વરસ્યો મેહુલો પુરે, હો શાણી સજની-
ગુરૂજી. ૩
આનંદ હેલી મહારે ગુરૂજી પધાર્યા,
દળદર નાઠા સર્વે દૂર રે, હો શાણી સજની-
ગુરૂજી. ૪

 

અમિરસ ધારા મ્હારે ગુરૂજી પધાર્યાં,
સુરધેનુ પામી આનંદ દાયરે, હો શાણી સજની-
ગુરૂજી. ૫

હર્ષનું ટાણું મ્હારે ગુરૂજી પધાર્યા,
તેહનું વર્ણન ક્યમ કરી થાયરે, હો શાણી સજની-
ગુરૂજી. ૬

અમૃત સરખી ગુરૂજી દેશના આપે,
સાંભળતા સંશય જાય તમામરે, હો શાણી સજની-
ગુરૂજી. ૭

સમતાના સાયર ગુરૂજી દેશના આપે,
ગુણનિધિ ગણધર ગોયમ સ્વામરે, હો શાણી સજની-
ગુરૂજી. ૮

ચાલો સાહેલી ગુરૂ ગુણ રસીક થઈને,
સાંભળવા વાણી ભાખે જેહરે, હો શાણી સજની-
ગુરૂજી. ૯

---

## શ્રી ભદ્રબાહુ સ્વામીની ગુંહળી.

મારો માંડવડો ભરીએલો ગાજેરે—એ દેશી.

ધન્ય મુનીશ્વર ચારિત્ર ધારીરે,
જ્ઞાન દિવાકર તુજ બલિહારીરે,

ભદ્રબાહુ ગુરૂ મહા ઉપગારીરે,
શાન્ત વદન વાણી સુખકારીરે. ધન્ય. ૧
ચૌદ પૂર્વધર ગુણુનિધિ ભજીએરે,
અન્ય કુતર્કી કુગુરૂને તજીએરે,
શ્રુત કેવળી કેવળી સમ જાણોરે,
જિન સમ તેહનુ વચન પ્રમાણોરે. ધન્ય ૨
નયર ભૂપ ભંભેરીને ભમતોરે,
વરાહમીર પાખંડે રમતોરે,
સત્યવાદિ ગુરૂ શાસન રસિઆરે,
વાદમાં જીતી આણંદે વસિઆરે. ધન્ય. ૩
જૈન ધર્મ જગમાં જસ વાધ્યોરે,
નરપતિએ પણ પંથ એ સાધ્યોરે,
મિથ્યાત્વ વાદિ થયું મુખ ઝાંખુંરે,
એવા પ્રભાવક મનમાંહી રાખુંરે. ધન્ય. ૪
ઉઠી પ્રભાતે હરખભર નમીએરે,
તો નિશ્ચય સંસાર ન ભમીએરે,
અંતર અનુભવ પામીને કીધુંરે,
રસીક મુનિ ગુણ અમૃત પીધુંરે. ધન્ય. ૫

## શ્રી સ્થુલિભદ્રજીની ગુંહળી.

સુણો ચંદાજી શ્રીમંધર પરમાતમ પાસે જાજો—એ દેશી.

ધન્ય ધન્ય મુનિ, શ્રી સ્થુલિભદ્ર અધિક ગુણવાન વખાણીએ,

જસ ચારિત્રની, શોભા અપરંપાર જગતમાં જાણીએ,
એ પરમ પુરૂષને નિત્ય સમરીએ, જેથી નિજ આત્મ ઉદય
કરીએ, ભવ સાયરથી સ્હેજે તરીએ. ધન્ય. ૧
રહ્યા વર્ષ બાર ગુણિકા સંગે, વિધવિધ વિલાસ કરે રંગે,
જળમીન પરે રહે ઉમંગે. ધન્ય. ૨
દુનિઆમાં દુર્લભ જેહ ખરે, દ્રઢ સ્નેહી વામા કયમ વિસરે,
પણ અદ્દ્ભુત કાર્ય એ મુનીશ કરે. ધન્ય. ૩
"મંત્રીપદ લ્યો" નૃપ હુકમ દીયે, થયું તાત મરણ એ કોણ
લીયે, મનમાં એમ સમજી તે મુનિયે ધન્ય. ૪
વૈશ્યા ત્યાગી વૈરાગ લીધો, દીન મદન રાજને જેર કીધો,
જગમાં યશનો ડંકો દીધો. ધન્ય. ૫
ચૌમાસે ગણિકા ઘર વસીઆ, તે ષટરસ ભોજનના રસીઆ,
સંયમ શુદ્ધથી નવ ખસીઆ. ધન્ય. ૬
વેશ્યાએ બહુ બહુ યુક્તિ કરી, કરે હાવભાવ અતિ પ્રેમભરી,
મુનિરાજ ચળ્યા નહિ તેથી જરી. ધન્ય. ૭
ઉલટા બેઠા દ્રઢ ધ્યાન ધરી, તવ તે ગણિકાની મતિ સુધરી,
થઇ રસીક શ્રાવિકા તેજ ખરી. ધન્ય. ૮

---

## શ્રી સિદ્ધસેન દિવાકરની ગુંહળી.

વહાલા રહો વેગળારે—એ દેશી

ધન્ય ધન્ય દિવસ ઘડી આજનીરે,

પધરામણી થઈ ગુરૂરાજનીરે,
એતો પરમ કૃપાળુ મુણિંદરે,
સાહેલી ચાલો ગુરૂ વંદીએરે. ૧
સિદ્ધસેન સૂરી સૂર શોભતારે,
ભવિ પંકજ દર્શને લોભતારે,
એવો દેદિપ્યમાન દેદારરે. સાહેલી ચાલો. ૨
સંયમ હય પર સ્વારી કરેરે,
પ્રભુ આણા ચાબુક કર ધરેરે,
ભવ અટવી ઉલંઘન કાજરે. સાહેલી ચાલો. ૩
નૃપ વિક્રમને પ્રતિબોધીયોરે,
"જૈનેત્તર" પંથથી રોધીયોરે,
થયો પરમ શ્રાવક ગુણવંતરે. સાહેલી ચાલો. ૪
પરવાદી બ્રાહ્મણ આવીયારે,
સિદ્ધસેન ગુરૂએ હરાવીઆરે,
એ તો ષટ દર્શનના જાણરે. સાહેલી ચાલો. ૫
તવ કલ્યાણ સ્તોત્ર મુદા ભણેરે,
વિતરાગનો જાપ રૂડો ગણેરે,
ત્યાંતો પ્રગટયા એવંતી પાસરે. સાહેલી ચાલો. ૬
એવા ધર્મ પ્રભાવક વંદીએરે,
જેથી ભવોભવ પાપ નિકંદીએરે,
વળી પામીએ રસીક સુઠામરે. સાહેલી ચાલો. ૭

# શ્રી હરિભદ્ર સુરિજીની ગુંહળી.

જનક સુતા હું નામ ધરાવું—એ દેશી.

ઉઠી પ્રભાતે દેવ સ્તવન કરી, શુકલ ધ્યાન મન ધરીએ,
શ્રી પ્રભુ ચરણે શીશ નમાવી, ગુરૂ સન્મુખ વિચરીએ—
હો સજની, એ ગુરૂને નિત્ય નમીએ. ૧
જિનઆણા ધારી ગુરૂ સમ નહિ, અવચર કોઇ ઉપગારી,
શુદ્ધ દેવને ધર્મ તત્ત્વની, ઓળખ આપે સારી,
હો સજની, એ ગુરૂને. ૨
સંયમ રાગી મુનિ વડભાગી, બાહ્યાંતર તપ ધારે,
આતમ અર્થે દેહને પોષે, વિકથા દુર નિવારે,
હો સજની એ ગુરૂને. ૩
અવર જીવ ઉદ્ધારણ કારણ, બોધ અનુપમ આપે,
દુરગતિ પડતા દીન પ્રાણીને, શિવપુર સન્મુખ સ્થાપે,
હો સજની, એ ગુરૂને. ૪
શ્રી હરિભદ્ર સૂરિ ગુણવંતા, વિદ્યા વિનય નિધાન,
સાધવી પઠન વચન સાંભળતા, નષ્ટ થયો અભિમાન,
હો સજની, એ ગુરૂને. ૫
એક સહસ્ર શતચાર ચુંવાલીસ, મનોહર ગ્રંથ બનાવ્યા,
બાળ જીવ સદ્બોધક દાયક, વિવિધ તત્વ દર્શાવ્યા,
હો સજની, એ ગુરૂને. ૬
એહવા પરમ ગુરૂના ગુણ ગાતા, જ્ઞાન ક્રિયા ભક્તિ પાવે,

રસીક રત્ન એ જે જન પામે, તે અજરામર થાવે,
હો સજની, એ ગુરૂને. ૭

---

## શ્રી હેમચંદ્રાચાર્યજીની ગુંહળી.

વારી પ્રભુ દશમા શીતળનાથ કે સુણો એક વિનતિરે લોલ-એ દેશી.

સખી સુણ ગુરૂજી પધાર્યા આજ દિવસ રળીઆમણોરે લોલ,
" " સિધ્યા સઘળા કાજ સફળ ભવ આપણોરે લોલ,
" " વહેલી ઉઠ આપણ બેઉ જઇએ વંદવારે લોલ,
" " ગુરૂજી સન્મુખ જન સહુ જાય આનંદમાંરે લોલ. ૧
" " ગુરૂનું નામ છે ઉત્તમ હેમસૂરિ યથારે લોલ,
" " ગુણ ગણ જાસ અનોપમ સુર ગણે તથારે લોલ,
" " પાર ન પામે રસના ક્રોડ કહી કરેરે લોલ,
" " આવે ગુણ ગુરૂ યશના તે ભવોદધિ તરેરે લોલ. ૨
" " રાજ કુમાર ભૂપાળ પ્રબોધીને કર્યોરે લોલ,
" " જીવદયા પ્રતિપાલ જગતથી ઉદ્ધર્યોરે લોલ,
" " જાશે તે શિવઘર ગણધર પદવી લહીરે લોલ,
" " એહવા ઉત્તમ ગુરૂવર મન આણી સહીરે લોલ. ૩
" " પ્રહમા સમરણ કરે દુ:ખ સહુ દુરે ટળેરે લોલ,
" " હૃદે ધ્યાન ધરે શિવપુર સહેજે મળેરે લોલ,
" " અદ્ભુત ગુરૂ સુપસાય દીપક સમ જાણીએરે લોલ,
" " મિથ્યાત્તમ દુર થાય સુગુરૂની વાણીએરે લોલ. ૪

„ „ પંચ મહાવ્રત પાળે અતિ ઉલ્લાસથીરે લોલ,
„ „ સુમતિ સ્ત્રીશું મ્હાલે કુમતિ પાસથીરે લોલ,
„ „ મુક્ત થયા વળી થાશે તે સુખ પામશેરે લોલ,
„ „ ગુરૂ ગુણ રસીક પ્રકાશે સુર શીર નામશેરે લોલ. ૫

---

## શ્રી આનંદ વિમળસૂરિની ગુંહળી.

પુજાશ્રી અરિહંતની—એ દેશી.

આજ સફળ દિન માહરો
ધન્ય ઘડી સુખકાર સજની;
ગુરૂ આણંદ વિમળ તણી,
કરીએ ગુંહળી ઉદાર સજની;
એહ મુનીશ્વર વંદીએ. ૧

ઉત્કૃષ્ટી તપસ્યા કરે,
વિચરે દેશ વિદેશ સજની;
ધ્યાન ધરે જિનરાજનું,
ધરે મમત્વ ન લેશ સજની. એહ. ૨

ઢુંઢક ઘર ગૌચરી ગયા,
દ્વેષીએ દીધ આહાર સજની.
તુચ્છ વસ્તુ અશકય જે,
ખાવી કેમ અસાર સજની. એહ. ૩

આરોગી બહુ ભાવથી,
પાપી પામ્યો બોધ સજની;
જિન પ્રતિમા પૂજક બન્યો,
કરતો ગુરૂ ગુણ શોધ સજની. એહ. ૪
સિદ્ધાચળ ઉપર કર્યો,
કરમાશાએ ઉદ્ધાર સજની;
તે પણ તસ ઉપદેશથી,
એ ગુરૂ 'રસીક' આધાર સજની. એહ. ૫

---

## શ્રી હીરવિજયસૂરિની ગુંહળી.

સજની મ્હારી પાર જિનેશ્વરપૂજેરે-એ દેશી.

બહેન મારી, હીર વિજય સૂરી રાયારે,
" " આજ નગરમાં આવ્યારે;
" " પાવન થયું પુર આજેરે,
" " કૃપા કરી ગુરૂ રાજેરે. ૧
" " એ ગુરૂ સમતા ધારીરે,
" " વચન સુધારસ ક્યારીરે;
" " વરસે મેહ સમાણીરે,
" " દેશના અમૃત પાણીરે. ૨
" " પંચાચારને પાળેરે,
" " કુમતિ કદાગ્રહ ટાળેરે;

,, ,, એવા પરમ પવિત્રરે,
,, ,, ભવોદધિ તારક મિત્રરે. ૩
,, ,, અકબરશાહ સુલતાનરે,
,, ,, મ્લેચ્છ ભૂપતિ અજ્ઞાનરે;
,, ,, બોધ દઈને સુધાર્યોરે,
,, ,, હિંસા કરતો વાર્યોરે. ૪
,, ,, દેવ ગુરૂ ઓલખાવીરે,
,, ,, ધર્મ શુદ્ધ બતલાવીરે;
,, ,, શાસન શોભા વધારીરે,
,, ,, તે ગુરૂ મહા ઉપગારીરે. ૫
,, ,, સર્વ સાહેલી સાથરે,
,, ,, હેમ થાળ લઇ હાથરે;
,, ,, મુક્તાફળ ભરી લાવોરે,
,, ,, હરખે ગુરૂને વધાવોરે. ૬
,, ,, કરજોડી રહો સામીરે,
,, ,, ગુરૂ ચરણે શીર નામીરે;
,, ,, તો વરશું શિવરાણીરે,
,, ,, એહવી રસીક જીન વાણીરે. ૭

## શ્રી વિનય વિજયજી ઉપાધ્યાયજીની ગુંહળી.

નણદલ લહેરીઉરે—એ દેશી.

ગુરૂજી સાંભળોરે,
હાંરે હું કરજોડી કહું વાતરે;
સાહેબ દયાનિધિરે,
હાંરે તુમે નિષ્કારણ જગભ્રાતરે. ગુરૂજી. ૧
મુજ ઉલ્લટ ઘણીરે,
હાંરે મારે હર્ષ તણો નહિ પારરે,
સુરતરૂ ઘરે ફળ્યોરે,
હાંરે થયું પાવન મારૂં દ્વારરે. ગુરૂજી. ૨
ગુરૂ તુજ ગુણ ઘણારે,
હાંરે સુર ગણતાં ન લહે અંતરે;
હું કેમ કહી શકુંરે,
હાંરે તુજ ગુણ ગણનો વિરતંતરે. ગુરૂજી. ૩
તુજ સમ નહિ મળેરે,
હાંરે ઉપગારી જગમાં કોયરે;
જિન પોતએ કહ્યોરે,
હાંરે મને પંથ બતાવો સોયરે. ગુરૂજી. ૪
ભાવે હું ભજુરે,
હાંરે નિશદિન પ્રણમુ તુજ પાયરે;
તો વાંછિત ફળેરે,
હાંરે નિત્ય રસીક ગુરૂ ગુણ ગાયરે. ગુરૂજી. ૫

---

# શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીની ગુંહળી.

બાપલડારે પાતીકડાં તમે શું કરશો હવે રહીનેરે—એ દેશી.

જ્ઞાનદિવાકર ગુરૂ ગુણવંતા; વાચક જસ વિખ્યાતરે,
શાસન સહાયક નાયક મુનિવર, ખટ દર્શનના જ્ઞાતારે. જ્ઞાન. ૧
પરમત વાદિ ગજશીર હરિસમ, ન્યાય સુધારસ ભોગીરે,
અબુધ શિષ્ય નવ પલ્લવ કરતા, વૈદ્ય થકી જેમ રોગીરે
જ્ઞાન. ૨
પુણ્ય મેહ વચનામૃત વરસે, સીંચે જનમન કયારીરે,
ભવસાયરથી ડુબતા તારે, એ ગુરૂની બલિહારીરે. જ્ઞાન. ૩
પચવિંશતિ ગુણ પાઠક પદના, અદ્‌ભુત અતિશય વૃંદરે,
શિષ્ય સમુહમાં અધિકા સોહે, જયમ તારામાં ચંદરે. જ્ઞાન. ૪
જિનમત દ્વેષી બ્રાહ્મણ આવ્યા, કરવા વાદ વિવાદરે,
સ્યાદ્વાદ રસપુર સાગર ગુરૂએ, ઉતાર્યો તસ નાદરે. જ્ઞાન. ૫
એહવા પરમ પવિત્ર પુન્યશાળી, અનુપમ ચારિત્ર ધરતારે,
આજ નગરમાં આવ્યા પોતે, પૃથ્વિતળ વિચરતારે. જ્ઞાન. ૬
ધન્ય દિવસ ઘડી આજ અમારે, કનક તણો રવિ ઉગ્યોરે,
વરસ્યો મેહ અમિરસ ધારે, સર્વ મનોરથ પુગ્યોરે. જ્ઞાન. ૭
એમ ઉચરતી સર્વ સાહેલી, ગજ ગતિએ તિહાં આવેરે,
હેમ થાળમાં મુક્તાફળ ભરી, કર સંપુટ ગ્રહી લાવેરે. જ્ઞાન. ૮
ભક્તિભાવથી ગુંહળી કરતી, હરખે ગુરૂને વધાવેરે,
પળપળ સ્મરણ કરી એક તાને, રસીક રસીક ગુણ ગાવેરે.
જ્ઞાન. ૯

---

## શ્રી પદ્મવિજયજી મહારાજની ગુંહળી.

વીરમને તારો મહાવીર મને તારો—એ દેશી.

સંયમ રસિઅ મુનિ વડભાગી,
બાળપણે દિક્ષા ગ્રહીરે;
મામા ગુરૂ શ્રી ઉત્તમ વિજયે,
યોગ્ય જાણી દીધી સહીરે. સંયમ. ૧
બાર વરસ વય ચારિત્ર લીધું,
શાસ્ત્ર સિદ્ધાન્ત ભણે ઘણાએ,
ધ્યાન ક્રિયા તપ જપ શુદ્ધ ધારે,
મહા ગુણવંત નહિ મણાએ. સંયમ. ૨
પદ્મ વિજય દ્રહ પદ્મ સરીખા,
ભારતિ વાસ વસે સદાએ;
ગ્રામ નગર વિચરે ઉપગારી,
ગ્રંથ નવિન ગુંથે તદાએ. સંયમ. ૩
માત ભગિનીએ બોધ દઇને,
તત્વ બતાવ્યા ધર્મનાએ;
જેહથી મન વૈરાગમાં ભીનો,
પાસ તુટયા કાંઇ કર્મનાએ. સંયમ. ૪
વિવિધ રાસ ભવિજન ઉપગારે,
પરમ ગુરૂ પ્રેમે રચેએ;
રસીક તે સુણતાં ભવ ભય નાસે,
પાપારંભથી પણ બચેએ. સંયમ. ૫



# શ્રી રૂપવિજયજી મહારાજની ગુંહળી.

મોહનજીએ મોકલ્યુંરે મોસાળું—એ દેશી.

વ્હાલા ગુરૂરાજ સદ્ગુણ દરિઆ,
સમતા અમૃત રસ ભરીઆ. વ્હાલા.
સંયમ રમણિના રાગી, તે મહા મુનિવર વડભાગી,
ક્રૂર કુમતિને દુર ત્યાગી. વ્હાલા. ૧
જ્યાં હૃદયમાં શુભમતિ જાગી, ચારિત્રની વીણા વાગી,
ગુરૂ પાસે પ્રેમથી માગી. વ્હાલા. ૨
ગુરૂ આપે દિક્ષા રંગે, વળી આગમ બોધ ઉમંગે,
મુનિ ગ્રહણ કરે ઉછરંગે. વ્હાલા. ૩
નિજ કૂળ સુપુત્ર દિપાવે, તેમ તે ગુરૂ નામ શોભાવે,
કરે શાસન ઉન્નતિ ભાવે. વ્હાલા. ૪
ને રૂપ વિજય જસ નામ, વદે વાણિ અતિ અભિરામ,
ઉપદીશે અવર હીતકામ. વ્હાલા. ૫
સખિ ધન્ય દિવસ ઘડી આજે, ગીત મંગળ વાજા વાજે,
બહુ ઠાઠ નગરમાં બિરાજે. વ્હાલા. ૬
રૂડો લાવ કનકનો થાળો, ભર મોક્તિક પુંજ રૂપાળો,
ગુરૂ રસીક વધાવવા ચાલો. વ્હાલા. ૭



## શ્રી વીરવિજયજી મહારાજની ગુંહળી.

સાંભળરે તું સજની મારી—એ દેશી.

વીરવિજય ગુરૂ વંદન કરીએ, જે જગમાં વિખ્યાતજી,
આગમ અનુભવ પામી પોતે, ષટ દર્શનના જ્ઞાત,
ગુરૂને સ્મરીએજી. ૧

નિષ્કારણ જગ ભ્રાત–ચિત્તમાં ધરીએજી,
કંઇક પ્રબળ મિથ્યાત્વી જનને, આપી બોધ રસાળજી,
જિન આણા રસ ભોગી બનાવ્યા, જીવદયા પ્રતિપાળ.
ગુરૂને. ૨

રાજનગરમાં પ્રતિમા દ્વેષી, ઢુંઢક વાદે આવેજી,
ગાડાં ભરી ભરી ગ્રંથો લાવે, મુનિ યુક્તિથી હરાવે.
ગુરૂને. ૩

પ્રભુ પૂજનનો યશ વીસ્તાર્યો, દ્રોહી થયા મુખ શ્યામજી,
છાના છાપરા મુંગે મોંઢે, ત્યાંથી નાઠા તમામ. ગુરૂને. ૪
એહવા મુનીશ્વરની બલિહારી, શાસનના આધારજી,
જ્ઞાન ધ્યાન ક્રિયા સાધંતા, રસીક વરે શિવનાર. ગુરૂને. ૫



## શ્રી આત્મારામજી મહારાજની ગુંહળી.

ઉત્તમ ફળ પુજા કીજે—એ દેશી.

કે ઉત્તમ આજ દિવસ માહરો,
કે સફળ થયો મુજ જન્મારો;

નો યોગ બન્યો સારોરે એ ગુરૂજ્ઞાન તણા દરીઆ,
વ્રતાદિક ગુણથી ભરીઆરે. એ ગુરૂ. ૧
તિ વનિતાના સ્વામી, કે રત્નત્રયિ રૂડી પામી,
મપવિત્ર તે જીત કામીરે. એ ગુરૂ. ૨
ારહિત દિક્ષા પાળે, કે સત્તાવીસ ગુણમાં મ્હાલે,
કરી કર્મ મેલ ટાળેરે. એ ગુરૂ. ૩
સ અઢાર શીલાંગ રથે, કે બેઠા મુનિ ઉપદેશ કથે,
વે ઉદ્ધરવાને મથેરે. એ ગુરૂ. ૪
તેશય દુઃખ સહ્યા જેણે, કે પણ ધર્મોન્નતિ કરી તેણે,
ા ગુરૂ નીરખ્યા નયણેરે. એ ગુરૂ. ૫
તાંબર તપગચ્છમાંહી, કે આવ્યા મુનીશ્વર હરખાઇ,
ગી ઢુંઢક ધૂર્ત્તાઇરે. એ ગુરૂ. ૬
નપુજન જશ ગવરાવ્યો, કે વિજય વાવટો ફરકાવ્યો;
યાંભોનિધિ પદપાયો. એ ગુરૂ. ૭
મદ્ વિજયાનંદ સૂરી, કે એવા ગુરૂ ગુણગણ ભૂરી,
ીક નિકટ રહે કરજોરી. એ ગુરૂ. ૮

---

## ર્મ રક્ષક શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજીની
## " ગુંહળી "

( અહો ! મુનિ સંયમના રસીયા—એ દેશી. )

જિનશાસનના ધોરી, મિથ્યામતને તરછોડી;
મદ્ વિજયાનંદસૂરિ, કે શાસન રક્ષકને નમીયે.

કે જેહુથી મિથ્યામત વળીયે,—કે શાસન૦ ॥ ૧ ॥
એ ગુરૂ સ્વર્ગ ગયા જ્યારે, શિષ્ય સમૂહ મળ્યો ત્યારે;
કોણ સૂરિ પદવી ધારે,—કે શાસન૦ ॥ ૨ ॥
મુનિ મંડળમાં પુણ્ય નિધિ, બાળ વયે દિક્ષા લીધી;
તેહને એ પદવી દીધી,—કે શાસન૦ ॥ ૩ ॥
વિજયકમળસૂરિ ગુણ હરિયા, દેશ વિદેશ વિષે ફરિયા;
કેઇક ભાવજન ઉદ્ધરિયા,—કે શાસન૦ ॥ ૪ ॥
નિજ—પર શાસનના દ્રોહી, અલગ કર્યા અવગુણ જોઇ;
દાક્ષિણ્યતા ભય દૂર ખોઇ,—કે શાસન૦ ॥ ૫ ॥
રગ રગ શાસનના રાગી, બાળ બ્રહ્મચારી ત્યાગી;
મહાવ્રતધર એ વૈરાગી,—કે શાસન૦ ॥ ૬ ॥
વાચક વીરવિજય ત્રાતા, તાસ શિષ્ય ગુણગણ રાતા;
દાનવિજય ગણિ વિખ્યાતા,—કે શાસન૦ ॥ ૭ ॥
લબ્ધિવિજય નિજ શિષ્ય વળી, દે બેઉને સૂરિ પદવી ભલી;
દેશ વિદેશના જૈન મળી,—કે શાસન૦ ॥ ૮ ॥
છાયાપુરી શુભ ઠામ વિષે, ધર્મ વિલાસી ખૂબ દીસે;
ભક્તિ કરે તન મન હર્ષે,—કે શાસન૦ ॥ ૯ ॥
કમળસૂરિ પટ્ટધાર કહ્યા, પ્રથમ શ્રી દાનસૂરિજી થયા;
'રસિક' હૃદય ગુરૂદેવ રહ્યા,—કે શાસન૦ ॥ ૧૦ ॥



# " શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વર-પ્રથમ પટ્ટધર—શ્રી વિજયદાનસૂરીશ્વરજીની ગુંહળી. "

( જીરે ગણધર આવ્યા છે ચાલો વાંદવા—એ દેશી. )

જીરે શાસન પ્રેમી સૂરિ આવિયા,
જીરે દશ દિશ જેહ વિખ્યાતરે—હો શાણી સજની,
ચાલોને આપણુ જઈચે વાંદવા ॥ ૧ ॥

જીરે વિજયકમળસૂરિરાયના,
જીરે એ તો પ્રથમ પટ્ટધાર રે—હો શાણી૦ ॥ ૨ ॥
જીરે પાઠક વિરવિજય તણા,
જીરે શિષ્ય એ ગુણુના ભંડાર રે—હો શાણી૦ ॥ ૩ ।
જીરે જ્યોતિષ પ્રકરણુ ને વળી,
જીરે કરી આગમ અભ્યાસ રે—હો શાણી૦ ॥ ૪ ॥
જીરે ગ્રંથ વિવિધ પ્રશ્નોત્તરે,
જીરે ગુંથ્યો પ્રયત્ન કરી ખાસ રે—હો શાણી૦ ॥ ૫ ॥
જીરે ગાયકવાડ નરેશ્વરૂ,
જીરે સયાજીરાવ શ્રીમાન્ રે—હો શાણી૦ ॥ ૬ ॥
જીરે ગુરૂ મુખ જિન વચનો સુણી,
જીરે ખૂબ કર્યાં ગુણુ ગાન રે,—હો શાણી૦ ॥ ૭ ॥
જીરે શાસન રક્ષણુ કારણે,
જીરે નિર્ભય જ્યું મૃગરાજ રે,—હો શાણી૦ ॥ ૮ ॥
જીરે શ્રીમદ્ દાનવિજયસૂરિ,

જીરે મુનિગણુમાં શિરતાજ રે—હો શાણી૦ ॥ ૯ ॥
જીરે શિષ્ય પ્રશિષ્ય સમૂહથી,
જીરે તારા વૃંદમાં ચંદરે—હો શાણી૦ ॥ ૧૦ ॥
જીરે એ ઉપગારી પધારિયા,
જીરે સુરતમાંહી આનંદ રે—હો શાણી૦ ॥ ૧૧ ॥
જીરે રામવિજયજી પ્રશિષ્યતા,
જીરે ઉપદેશે જન વૃંદ રે—હો શાણી૦ ॥ ૧૨ ॥
જીરે ધર્મ ‘ રસિક ’ થઇને ફરે,
જીરે સંયમ ગ્રહે સુખકંદ રે—હો શાણી૦ ॥ ૧૩ ॥

---

## શ્રી નીતિવિજયજી મહારાજની ગુંહળી.

શહેરનો સુબો ક્યારે આવશેરે—એ દેશી.

ધન્ય દિવસ ઘડી આજનીરે,
સાંભળ તું મુજ વાતરે સાહેલી;
નીતિ વિજય ગુરૂ વંદીએરે,
મુનિવર જે વિખ્યાતરે સાહેલી. નીતિવિજય. ૧
શીષ્ય સમુહ સાથે લઇરે,
આવ્યા નગરમાં જેહરે સાહેલી;
સામૈયું સંઘે કર્યુંરે,
ચાલ તું જોવા તેહરે સાહેલી. નીતિવિજય. ૨
ભવિજનને પ્રતિબોધવારે,
આપે ભલો ઉપદેશરે સાહેલી;

બાળ જીવોને રીઝવેરે;
ત્યાગી પ્રમાદ પ્રવેશરે સાહેલી. નીતિવિજય. ૩
ગુરૂ ભક્તિ કરતા થકાંરે,
પ્રગટે આનંદ પૂરરે સાહેલી;
જ્ઞાન ક્રિયા સહેજે મળેરે,
વિકસીત થાયે ઉરરે સાહેલી. નીતિવિજય. ૪
હરખે ગુરૂને વધાવીએરે,
લઇ મુક્તાફળ હાથરે સાહેલી;
જેથી 'રસીક' સુખ પામીએરે,
વળી શિવપૂરનો સાથરે સાહેલી. નીતિવિજય. ૫

## શ્રી સિદ્ધિવિજયજી મહારાજની ગુંહળી.

શ્રી દર્શન પદ પામે પ્રાણી—એ દેશી.

સાંભળ વાત સખી એક મારી,
જેથી આનંદ થાયરે,
ગુરૂ ગુણ દરિઆ આજ પધાર્યા;
નમતાં પાતીક જાયરે,
એ ઉપગારી મુનીશ્વર ભજીએ. ૧
સિદ્ધિવિજય સમતાના સાયર,
ષટ કાયક પ્રતિપાળરે;
શુદ્ધપણે ચારિત્રને ધરતા,
છાંડી અવર જંજાળરે. એ ઉપગારી. ૨

દેશ વિદેશ વિચરતા હોંશે,
દે ભવિજનને બોધરે;
જિન વાણી અમૃત રસ ખાણી,
વરસાવે જળ ઘોધરે. એ ઉપગારી. ૩
શ્રવણેંદ્રિ પાવન હોય જેહથી,
તે સુણવા તું ચાલરે;
આ અવસર ફરી ફરી નહિ આવે,
જઇએ આપણુ હાલરે. એ ઉપગારી. ૪
ધન્ય દિવસ ઘડી આજ સફળ મુજ;
પુજ્યા શ્રી ગુરૂ રાયરે;
રસીક ભક્તિએ ગુરૂની કરતા,
મનવાંછીત ફળ થાયરે. એ ઉપગારી. ૫

---

## શ્રી નેમિવિજયજી મહારાજની ગુંહળી.

મન મંદીર આવોરે કહું એક વાતલડી—એ દેશી.

સુણુ શાણી સજનીરે, કહું એક વાત તને;
ઉઠ વીતી રજનીરે, મળી છે ખબર મને,
આજ નગરમાં આવ્યારે, ગુરૂ ગુણના દરીઆ;
બહુ શિષ્યને લાવ્યારે, સુધા સમરસ ભરિઆ. ૧
મારે હર્ષનું ટાણુંરે, કથા કેમ જાય કહી;
ચર્યુ મનહર વહાણુંરે, તું ઝટપટ ચાલ સહી,

સુરતરૂ અહિં ફળીઓરે, સખી એમ વાણુ ખરે;
અવસર નથી મળીઓરે, દિવસ કોઇ આજ પરે. ૨
વચનામૃત વરસેરે, કુસુમની વૃષ્ટિ ભલી;
ભવિ ચાતક હરખેરે, પીયે મિથ્યાત્વ દળી;
ઉપદેશ રસાળોરે, છટા અદ્ભુત ન્યારી,
ગમત ગુણવાળોરે, કે જ્ઞાન સહિત ભારી. ૩
લીંબડી અધિપતિનેરે, બતાવ્યો પંથ ખરો;
બીજા શુભ મતિનેરે, કહે એક માર્ગ ધરો;
વળતી સખી બોલીરે, તું નામ સુણાવ મને,
સાંભળ એ ભોળીરે, જણાવું નામ તને. ૪
સૂરિ નેમવિજયજીરે, કે શાસનના રસીઆ;
મુનિદ્રોહી ભયથીરે, જરાએ નવ ખસીઆ;
લઇ મુક્તાફળનેરે, કથન થાળો કરમાં;
ગુરૂ બુદ્ધિબળનેરે વિચાર ધરી ઉરમાં. ૫
ગજગતિએ આવેરે, સાહેલી સર્વ મળી;
ઉમંગે વધાવેરે, નમાવે શીશ લળી;
મનમાં બહુ રાચેરે, દિવસ ધન્ય આજ તણો;
ગુરૂ ભકતે નાચેરે, રસીક જન હર્ષ ઘણો. ૬

---

## શ્રી આણંદસાગરજી મહારાજની ગુંહળી.

કીજે મંગળ ચાર આજ ઘેર પ્રભુજી પધાર્યા—એ દેશી.

ધન્ય દિવસ ઘડી આજ, સખી ગુરૂજી પધાર્યા,
થાય સફળ સહુ કાજ, સખી ગુરૂજી પધાર્યા.

આણુંદસાગર ગુણ રત્નાગર,
શાન્ત વદન મુનિરાજ. સખી. ૧
સંયમ શુદ્ધ ધરે ગુણ દરિયા,
વૈરાગી શીરતાજ. સખી ૨
ભવિજનને ઉદ્ધરવા માટે,
દિલમાં ધરે બહુ દાઝ. સખી. ૩
જિન વચનામૃત જ્યાં વરસાવે,
ભવિ કંજ વિકસે ત્યાંજ. સખી. ૪
મૃગપતિ માફક નિર્ભય વિચરે,
શાસન ઉન્નતિ કાજ. સખી. ૫
એ ઉપગારી મુનિ અહીં આવ્યા,
વાંદીએ આજને આજ. સખી. ૬
એવા રસીક મુનિરાજને નમીએ,
તારણતરણ જહાઝ. સખી. ૭

---

## આગમોદ્ધારક શ્રી સાગરાનંદસૂરીશ્વરની
## ગુંહળી ૨ જી.

સિદ્ધચક્ર પદ વંદો—એ દેશી.

સાંપ્રત સમયે ધર્મના ધોરી, શાસનના શીરતાજ;
આણુંદ સાગર ગુણ રત્નાગર, સૂરીશ્વર મહારાજ હો ગુરૂજી,
ચોમાસુ રહો આંહી: ભવિજન મન ઉત્સાહી હો ગુરૂજી—
ચોમાસુ. ૧

નિર્મળ પંચ મહાવ્રત પાલક, સમતા રસ ભંડાર;
સૂત્ર અર્થના શુદ્ધ પ્રરૂપક, આગમ ઉદ્ધરનાર હો ગુરૂજી—
ચોમાસુ. ૨

જિન વચનામૃત ધારા વરષી, જન મન ખૂબ રીઝાવ્યા;
આત્મ સ્વરૂપની ઝાંખી કરાવી, સંશય દૂર હઠાવ્યા હો ગુરૂજી—
ચોમાસુ. ૩

પૂર્વ પુરૂષની પ્રવચન શકિત; અનુમાને કરી જાણી;
આજ સમે તુજ સરીખા દેશક, કેવી હશે એ વાણી હો ગુરૂજી—
ચોમાસુ. ૪

રાજનગરના પુણ્ય પ્રતાપે, આપ પધાર્યો સ્વામી;
તો સ્થીરતા કરીજન પ્રતિબોધો, અરજ કરૂ શીરનામી હો ગુરૂજી—
ચોમાસુ. ૫

કલ્પતરૂ સમ હે ઉપગારી, આટલુ આપ સ્વીકારો;
રસીક જિનેશ્વર વચન સુણાવી, ભવ ભય દૂર નિવારો હો ગુરૂજી—
ચોમાસુ. ૬

---

## શ્રી સાગરાનંદસૂરીશ્વરની ગુંહળી ૩ જી.

અરણીક મુનિવર ચાલ્યા ગૌચરી—એ દેશી.

અમૃત ઝરણીરે અનુપમ દેશના, આપે શ્રી ગુરૂરાજરે;
સંશય સઘળારે મનના દૂર ટળે, સીઝે વાંછીત કાજરે;
ધન્ય ધન્ય શાસન રક્ષક સાહીબા. ૧

આગમ હરિયોરે અર્થ રચણાભર્યો, શ્રમ લઇ સ્વાધિન કીધોરે;
તત્વ ગ્રહણ કરી મેઘ જયું વર્ષતા, ભવિજન એ રસ પીધોરે-
ધન્ય ધન્ય. ૨

પુણ્ય મહોદય એ મેળો મળ્યો, વરસ્યા માક્તિક મેહરે;
હૃદય કમળમાં આનંદ ઉપજ્યો, વિકસિત થઇ આ દેહરે-
ધન્ય ધન્ય. ૩

આણંદસાગરસૂરિ ગુણ સેહરો, નિષ્કારણ જગભ્રાતરે;
નિસ્પૃહ ભાવે સદાનંદે રહે, વિકથાની નહિ વાતરે-
ધન્ય ધન્ય. ૪

સજની એ ગુરૂરાજની ગુંહળી, કરીએ થઈ એકતાનરે;
જેહથી આ ભવ પરભવ સુધરે, દૂર ટળે અજ્ઞાનરે-
ધન્ય ધન્ય. ૫

લાવ્ય કનકનો થાળ રતનભર્યો, મણી મોતી પણ સાથરે;
ત્રિકરણ યોગ સુધારી પુજીએ, ઘોળી કુમકુમ હાથરે-
ધન્ય ધન્ય. ૬

આજ મનોરથ પૂર્ણ સફળ થયા, ગુરૂભક્તિ અમે કીધીરે;
આજ્ઞા ધારી રસિક મુનિ સેવતા, કરશું આતમ સિદ્ધિરે-
ધન્ય ધન્ય. ૭

---

## શ્રી હંસવિજયજી મહારાજની ગુંહળી.

એક દિન પીંજર લેય બેઠી સા ગોખડે મારા લાલ-એ દેશી.

રાજનગરમાં આજ દિવસ રળીઆમણો મારા લાલ,
પ્રગટયો દિનકર કનક તણો સોહામણો મારા લાલ;

હંસવિજય ગુરૂરાજ પધાર્યા પૂર પ્રતિ મારા લાલ,
શાન્ત શશિ ગુણ દાન્ત દીસે નિર્મળ મતિ મારા લાલ. ૧
ચાલ સાહેલી આજ એવા ગુરૂ વંદીએ મારા લાલ,
ભવ ભ્રમણા દૂર થાય સદા સુખ નંદીએ મારા લાલ;
ઉત્તમ માલતિ પુષ્પ સમાગુણ જેહના મારા લાલ,
તજી એવા ગુરૂરાજ ભજે અન્ય દુર્જના મારા લાલ. ૨
દે ઉપદેશ રસાળ ભવિક પ્રતિ બોધવા મારા લાલ,
મિથ્યાત્વિ મન શુદ્ધ કરણ જળ ધોધવા મારા લાલ;
ગુણગણતાં નાહ પાર પામે સુર નરપતિ મારા લાલ,
ધન્ય ધન્ય તે નરનાર નમે એહવા યતિ મારા લાલ. ૩
લઈ હાટકનો થાળ ભરી મુક્તાફળે મારા લાલ,
ઘોળી કુમકુમ હાથ આવે ગુરૂ આગળે મારા લાલ;
હરખે વધાવે મુનીશ સહીઅર સરખી મળી મારા લાલ,
પ્રણમે ગુરૂના પાય તે તો સહુ લળી લળી મારા લાલ. ૪
ગુરૂ ભક્તિ ઉજમાળ કરે જે જન સહી મારા લાલ,
પામે ભવોદધિ પાર એમાં સંશય નહી મારા લાલ;
ગુરૂ આણા જિનઆણ બરાબર માનજો મારા લાલ,
એમ કહે જગનાથ રસીક જન જાણજો મારા લાલ. ૫

---

## પન્યાસજી મહારાજ શ્રી પ્રેમવિજયજીની ગુંહળી.

મારૂ સાજન દેખીને વેરણ બી ગયો.—એ દેશી.

જીરે શાસન રક્ષક સાહીબા, જીરે પ્રેમવિજય પન્યાસરે-ગુરૂ સાંભળો, જીરે રામવિજય શિષ્ય આપના, ઉપદેશ દિવાકર ખાસરે—ગુરૂ ॥ ૧ ॥ વાલા રાજનગરમાં પધારીને, કર્યો ભવિ જનને ઉપગારરે—ગુરૂ સાંભળો, ઉંડા આગમ ભાવ પ્રકાશીને, હર્યો મિથ્યામત અંધકારરે—ગુરૂ ॥ ૨ ॥ કાંઇ વિવિધ વિષય સમજાવતા, બધી શંકા હરે તત્કાળરે-ગુરૂ સાંભળો, રૂડા પ્રશ્નોત્તર બહુ પ્રેમથી, વદે મધુર વચન સુરસાળરે—ગુરૂ ॥ ૩ ॥ અમે શીશી તે વાત ઉચ્ચારીયે, વળી શું કરીએ ગુણ ગાનરે—ગુરૂ સાંભળો, આવો જોગ હવે ફરી ક્યા મળે, એવું તનમાંહે લાગ્યું તાનરે—ગુરૂ ॥ ૪ ॥ હવે ચોમાસુ પૂરણ થશે, રહ્યા દિન ગણ્યા દશ બારરે—ગુરૂ સાંભળો, મને ક્ષણ ક્ષણ એ દુઃખ સાંભરે, કરી જાશે ગુરૂજી વિહારરે—ગુરૂ ॥ ૫ ॥ તમે પરમ દયાળ કૃપા કરી, મુનિવર ગુણના ભંડારરે—ગુરૂ સાંભળો, વહેલા આ સ્થળ પુનઃ પધારજો, કરે રસીક અરજ ધરી પ્યારરે—ગુરૂ ॥ ૬ ॥

---

## શ્રીરામવિજયજી મહારાજની ગુંહળી.

લાલ ગુલાબ આંગી બનીરે-એ દેશી.

આજ મહોદય આપણોરે,  
પ્રગટયા પુણ્ય અંકુરા લાલ,

ગુણુવંતા ગુરૂ આવીઆરે,
સંયમ ધારી એ શૂરા લાલ. શાસન. ૧
શાસન ભકત તે સાહઓરે,
દ્રોહી નયનમાં ખુંચે લાલ,
શાસન પ્રેમીને સુરતરૂરે,
દેશના અમૃત રૂચે લાલ. શાસન. ૨
લોક ઘણા જિંહા આવતારે,
વાણી શ્રવણને કાજે લાલ,
નરસમુદ્રની ઉપમારે,
તે સ્થળ આનંદે ગાજે લાલ. શાસન. ૩
બાળ જીવો બહુ રીઝતારે,
ગુરૂ ઉપદેશ પ્રભાવે લાલ,
પથ્થર પણ કોમળ બનેરે,
કોમળ કરમ ખપાવે લાલ. શાસન, ૪
લઘુવયે ચારિત્ર આદર્યુંરે,
પાળે અતિ ઉછરંગે લાલ,
જ્ઞાન વિલાસી તે નિત્ય કરેરે,
ક્રિયા શુદ્ધ ઉમંગે લાલ. શાસન. ૫
શ્રી જિન શાસન ગૃહ તણોરે,
રામવિજય ગુરૂ દીવો લાલ,
મિથ્યા તમને હઠાવવારે,
રસીક કહે ચીરંજીવો લાલ. શાસન. ૬



# શ્રી રામવિજયજી મહારાજની ગુંહળી.

અજિત જિણંદશું પ્રીતડી—એ દેશી.

લાખ ટકાના મૂલ્યની,
સખી જાયેરે ક્ષણુ ચતુરસુજાણુ;
રામવિજય ગુરૂ રાજની,
રૂડી દેશનારે અમૃત રસ ખાણુ. લાખ. ૧
સાંભળવા મન ઉલ્લસ્યુ,
જિન વાણીરે ભાખે ગુરૂરાજ;
નરભવ પણુ સફળો હુવે,
પરભવનારે સુધરે સહુ કાજ. લાખ. ૨
દેશના મીઠી અતિ ઘણી,
રસ શેલડીરે સાકર બરબાદ;
મધુર ધ્વની શ્રવણે પડે,
બહુ ઉપજેરે મનમાં આલ્હાદ. લાખ. ૩
ગુરૂ દીવો શ્રુતજ્ઞાનનો,
જબ પ્રગટેરે તબ હોય પ્રકાશ;
મિથ્યા તિમિર દૂરે ટળે,
ભવિજનનેરે હોય સમકીત વાસ. લાખ. ૪
વાંસળી સ્વર સુણી હરીણીઆ,
તેમ શ્રોતારે તિહાં આવી ભરાય;
એવી રસીક ગુરૂ દેશના,
જસ રૂચેરે તસ પાતિક જાય. લાખ. ૫

# શ્રી રામવિજયજી મહારાજની ગુંહળી.

આજ ગઇ મન કેરી શંકા. એ દેશી.

રામવિજય ગુરૂ શાસન દીવો, પ્રગટયો અમપુર આજેરે, મિથ્યામત અંધાર હઠાવા, આગમ જ્યોતશું છાજેરે, રામ-વિજય. ॥ ૧ ॥ શાસનદ્રોહી કુમત વાદીઓ, દુષમ કાળે પાકયારે, છિન્ન ભિન્ન કરે જિનમત શ્રેણી, રક્ષક મુનિવર થાકયારે, રામવિજય. ॥ ૨ ॥ સમ્યગદૃષ્ટિ ધર્મરાગી જન, મનમાં બહુ મુઝાયારે, શ્રી જિન માર્ગ વિષે ચળ ચિત્તા, થઇને કંઇક ફસાયારે, રામવિજય. ॥ ૩ ॥ કંઇક સાધુઓ જિનમત નામે, મિથ્યામત ઉપદેશેરે, ઝાંખી વચન પર ઘેલા થઇને, આગમ વચનને રંસેરે, રામવિજય. ॥ ૪ ॥ જિનમત દૃઢ અનુરાગી સાધુ, કેઇક મૌન આચરતારે, જિન શાસન ડોળાતુ દેખી, ગુરૂ દિલ દાઝને ધરતારે, રામવિજય. ॥ ૫ ॥ મિથ્યામતિ કુતર્ક વાદીઓ, દમદાટી બહુ દેતારે, નામ જૈનને વેષ વિડંબક, સઘળા સામીલ રહેતારે, રામવિજય. ॥ ૬ ॥ વિતરાગના ધર્મ પ્રભાવક, પાપી થકી નવ ડરતારે, શાસ્ત્ર વચન અનુસારે જનને, બોધ અનુપમ કરતારે, રામવિજય. ॥ ૭ ॥ જુજ સમય બહુ મુશ્કેલીમાં, પણ અંતે ગુરૂ ફાવ્યારે, રસીક જનોને બોધ દઈને, મૂળ માર્ગમાં લાવ્યારે, રામવિજય. ॥ ૮ ॥

---

## શ્રી રામવિજયજી મહારાજની ગુંહળી.

કુલના ચોસર પ્રભુજીને શીર ચઢે. એ દેશી.

ધન્ય ધન્ય મુનિવર દેશના અતિ ભલી, આપી અમને કીધા ન્હાલરે, આગમ તત્વો અજબ રસ મેળવી, બોલે છ જીવનના પ્રતિપાળરે ॥ ૧ ॥ રામવિજય ગુરૂ ચરણ કરણ ભર્યા, જ્ઞાન ભણ્યા નિજ મતિ અનુસારરે, લઘુવયમાં મતિ શ્રુત બહુ પામીઆ, ચકીત બને શ્રોતા હૃદપારરે, રામ. ॥ ૨ ॥ જિનવર ભાષિત ગહન વિષય તણું, સ્પષ્ટ વિવેચન કરતા આસરે, વાણી બોલેરે અમૃત સારીખી, જ્યાં નહિ શંકાનો અવકાશરે, રામ. ॥ ૩ ॥ સજની પરમ મહોદય આપણો, જંગમ સુરતરૂ મળીઓ આજરે, અણધાર્યો રવિ ઉગ્યો કનકનો, સહેજે સરશે સઘળા કાજરે, રામ. ॥ ૪ ॥ હાટક થાળ ભરી મણિ મોતીએ, કરમા લઇ ચાલો ગુરૂ પાસરે, રસીક ઉમંગે ગુરૂને વધાવીએ, જેથી લહીએ લીલ વિલાસરે, રામ.॥૫॥

---

## શ્રીમદ્ રામવિજયજી મહારાજને વિનંતિની ગુંહળી.

સાહેબ શીવ વસીયા—એ દેશી.

શાસન રક્ષક મુનિવરારે, રામવિજય મહારાજ—
સાહેબ મન વસીયા.
પ્રેમવિજય ગુરૂ આશ્રયેરે, કીધાં ઉત્તમ કાજ—સાહેબ. ૧

જિન વચનામૃત વરસતાંરે, જેમ પુષ્કર વર મેહ—સાહેબ.
સીંચી જન મન ભૂમિકારે, દૂર કર્યા સંદેહ—સાહેબ. ૨
બોધિ બીજ વાવી ભલુંરે, ખીલવ્યા વ્રત અંકુર—સાહેબ.
અણુવ્રત મહાવ્રત આપીનેરે અરચ્યું આત્મ નૂર—સાહેબ. ૩
મુખ્ય ધર્મ શ્રી જિન તણોરે, સંયમ શીવ દાતાર—સાહેબ.
દશ દિશ તેહ દીપાવીઓરે, શ્રીજિન શાસન સાર—સાહેબ. ૪
તુમ ઉપદેશ વિના હવેરે, મન રંજન કેમ થાય—સાહેબ.
વાત સુણી વિહારનીરે, એ પણ ના બોલાય—સાહેબ. ૫
વાઘ નહિ તટ ન્યાયથીરે, શ્રોતા મન મુંઝાય—સાહેબ.
ક્યાં જઇ સાંભળશું હવેરે, મધુર વચન સુખદાય—સાહેબ. ૬
જળ વિણ જેવી મચ્છનીરે, આજ દશા આમ થાય—સાહેબ.
'રસિક' અર્જ સુણી આવજોરે, પાછા ઝટ મુનિરાય—સાહેબ. ૭

---

## શ્રીમદ્ રામવિજયજી મહારાજના
## વિહારની ગુંહળી.

રહો રહોરે સાહવરાય દો ઘડીયા—એ દેશી.

રહો રહોરે મુનિવર ગુણ દરિયા,
ગુણ દરિયા શમ રસ ભરીયા— રહો. ૧
શ્રીમદ્ વિજયાનંદ સૂરિના,
વીર વિજય સંયમ ધરીયા— રહો. ૨
દાન સૂરિ તસ શિષ્યની પાસે,
પ્રેમ વિજય દિક્ષા વરીયા— રહો. ૩

મુનિવર રામ વિજય વૈરાગી,
લઘુવયે ચારિત્ર આદરીયા— રહો. ૪
સૂત્ર સિદ્ધાંત જિનાગમ વાંચી,
ગુરૂગમ પામી મુખ કરીયાં— રહો. ૫
એ અમૃતમય બોધ સુણાવી,
ભવિજન મન સંશય હરીયા— રહો. ૬
પથ્થર સરીખા કંઈક પલાળ્યા,
મિથ્યામતથી ઉદ્ધરીયા— રહો. ૭
કંઈક હજુ ભુઝશે તુજ વચને,
એમ ઘણા જન ઉચરીયા— રહો. ૮
પણ આમે વાત વિહારના સુણતાં,
શોક સમુદ્ર વિષે ગરીયા— રહો. ૯
'રસિક' નિરાશ કરી નવ જાશો,
ગુરૂ ગુણ ગંભીર સાગરીયા— રહો. ૧૦

---

## શ્રી ધર્મવિજયજી મહારાજની ગુંહ ાી.

વ્રત સાતમે વિરતી આદરૂરે લોલ. એ દેશી.

બહેની ધર્મવિજય ગુરૂ વંદીએરે લોલ,
જે આપે ધરમ ઉપદેશજો;
રૂડું ચારિત્ર પાળે પ્રેમથીરે લોલ,
ગામ ગામે વિચરતા હમેશજો. બહેની. ૧

જપે જાપ જિનેશ્વરનો સદારે લોલ,
તપે શક્તિ તણે અનુસારજો;
નિત્ય ક્રિયા કરે શુદ્ધ ભાવથીરે લોલ,
ધરે હર્ષે ઉત્તમ આચારજો. બ્હેની. ૨
શુભ ધ્યાને તલ્લિન તે રહેરે લોલ,
રમે શાન્તિ રમાની સાથજો;
શિવ નારિશું દ્રષ્ટિ મેળવીરે લોલ,
તેમ ઉલટ ગ્રહવા હાથજો. બ્હેની. ૩
સખી એવા મુનિશ્વર આવીઆરે લોલ,
મારા મનમાં આણંદની લહેરજો;
આજે પુન્ય ઉદય થયો જાણીએરે લોલ,
થયું પાવન આપણું શહેરજો. બ્હેની. ૪
ચાલો જઈએ આપણ સઘળા મળીરે લોલ,
ગુરૂજીને વધાવવા કાજજો;
ભવ ભ્રમણા ટળે મુક્તિ મળેરે લોલ,
એવા ભજીએ રસીક ગુરૂરાજજો. બ્હેની. ૫

---

## શ્રી સુખસાગરજી મહારાજની ગુંહળી.

હાંરે મારે ઠામ ધરમના સાડાપચવીસ દેશજો—એ દેશી.

હાંરે સખી નગરીમાં આવ્યા છે ગુરૂ ગુણવંતજો,
ભાવ ધરીને ચાલો જઈએ વંદવારે લો;

હાંરે તે તો રત્નત્રયિ આરાધક સદ્‌ગુણી સંતજો,
જસ મુખ જોતાં દિન જાએ આનંદમાંરે લો. ૧

હાંરે વચનામૃત જેહનું પુષ નક્ષત્રનો મેહજો,
સીંચેરે ભવિજન મન લાયક ભુમિકારે લો;
હાંરે કરે પ્રફુલીત વિકસીત કમળતણી પેરે તેહજો,
ટાળેરે અજ્ઞાન તિમિર રવિ ઉગતાંરે લો. ૨

હાંરે જસ નામ પ્રમાણે ગુણગણનો નહિ પારજો,
સુખસાગર ગુરૂ સમતાનો નિધિ હું કહુંરે લો;
હાંરે વળી પંચ મહાવ્રત પાળે શુદ્ધાચારજો,
જોતાં મુખ દેદાર ભવિક ઉલસે બહુરે લો. ૩

હાંરે મુજ મનમાં વસિયા ઉત્તમ તેહ મુણિંદજો,
જૈન ધર્મ રૂપ નૌકા ભવજળ તારણીરે લો;
હાંરે તે ચલવે સરળ પંથપર મહામુનિ ચંદજો,
મુક્તિપુરી પહોંચાડે ચોગતિ વારણીરે લો. ૪

હાંરે નિર્લોભી તે મધુકરી ગોચરી લેનારજો,
ઉત્તમ એહવી વૃત્તિ તેહની હેમથીરે લો;
હાંરે જે શુભ ફળદાયક ધર્મ લાભ દેનારજો,
રસીક નમે તસ ચરણ કમળ નિત્ય પ્રેમથીરે લો. ૫

# મુનિમહારાજશ્રી રત્નવિજયજીની ગુંહળી.

આવોરે આવો પાસજી મુજ મળીઆરે—એ દેશી.

અહો મુનિચંદ સંજમ રસિઆરે,
ભવિજન મન ગગનમાં વસીયા. અહો મુનિ. એ ટેક.
ગુરૂ રત્નવિજય ગુણ દરીઆરે,
સમતા અમૃત રસ ભરીયારે;
વિરતિ વનિતાને વરીયા. અહો મુનિ. ૧
તપ જપ કિરીયાના રાગીરે,
રઢ મુક્તિ રમાશું લાગીરે;
ધન્ય એવા મુનિ વડભાગી. અહો મુનિ. ૨
ધરે ધ્યાન થઇ એકતાનેરે,
જગ ફંદને ફોગટ જાણેરે;
ગુણ ચારિત્રના દિલ આણે. અહો મુનિ. ૩
મધુકર પેરે ગોચરી જાવેરે,
નિર્દોષ આહારને લાવેરે;
વપુ આતમ અર્થે ટકાવે. અહો મુનિ. ૪
અઠ પ્રવચન માતને ધરતારે,
ઉપદેશ ભવિને કરતારે;
ત્રિહુંકાળ જિણંદ સમરતાં. અહો મુનિ. ૫
આનંદે પ્રવ્રજ્યા પાળેરે,
સત્તાવીસ ગુણ અજુઆળેરે;
થઇ રસીક મુનિશ્વર મહાલે. અહો મુનિ. ૬

## શ્રી ઉદયવિજયજી મહારાજની ગુંહળી.

આવો હરિ લાસરીઆ વ્હાલા—એ દેશી.

મુનિશ્વર સંયમના રસિઆ,
સકળ શાસ્રો દિલમાં ઠસિઆ;
ભ્રમર ભવિ મન કમળે વસિઆ. મુનિ. ૧

મુનિશ્વર આતમના અરથી,
ઉઠાવ્યો મોહ શરિર પરથી;
રમે નિજ ધ્યાને પર ધરથી. મુનિ. ૨

મુનિપર પરિણુતિના ત્યાગી,
હ્રદયમાં જ્ઞાનવિણા વાગી;
તલ્લાલિનતા તનમાં લાગી. મુનિ. ૩

મુનિશ્વર જ્ઞાન દાન આપે,
અભણુને બુદ્ધ કરી સ્થાપે;
વિમળ તસ યશ જગમાં વ્યાપે. મુનિ. ૪

મુનિશ્વર પરિસહને સહેતા,
તથાપિ સમતામાં રહેતા;
મધુકર પેરે ગોચરી લેતા. મુનિ ૫

ભવિકજનને મુનિ સુરગવિએ,
દીધી પય દેશના દિલ ઠવીએ;
રસીક મુનિ ઉદય વિજય સ્તવીએ. મુનિ. ૬



# ગુરૂજીની વાણી વિષે ગુંહળી,

મહારી સહીયર સમાણી એ—દેશી.

સાંભળ સહીયર ગુરૂજીની વાણી,
અમૃત રસની ખાણીરે— મ્હારા ગુરૂજીની વાણી.
અજબ રસીલી ગુરૂજીની વાણી,
શ્રોતાને લાવે તાણીરે— મ્હારા ગુરૂજીની. ૧
જિનવર ભાષિત ગુરૂજીની વાણી,
ષટદ્રવ્યે ગુંથાણીરે મ્હારા;
ગણધર વિરચિત ગુરૂજીની વાણી,
નય નિક્ષેપે પ્રમાણિરે— મ્હારા. ૨
શ્રુતધર પ્રેરીત ગુરૂજીની વાણી,
આગમ માંહી લખાણીરે મ્હારા;
સ્યાદ્વાદ રસપુર ગુરૂજીની વાણી,
મીઠી અમીય સમાણી— મ્હારા. ૩
સાયર સરખી ગુરૂજીની વાણી,
ગાજે ગંભીર પ્રાણીરે મહારા;
સકળ સુહંકર ગુરૂજીની વાણી,
પીલે કર્મ જયું ઘાણીરે— મ્હારા. ૪
હૃદય વિકાસક ગુરૂજીની વાણી,
સૂર્યકમળ જેમ જાણીરે મહારા;
અતિશયવાળી ગુરૂજીની વાણી,
સુણીયે ઉલ્લટ આણીરે— મ્હારા. ૫

અચળ પ્રભાવી ગુરૂજીની વાણી,
સુણી હરખે ભવિ પ્રાણીરે મહારા;
રામવિજય ગુરૂ વદન એ વાણી,
રસીક હિયે શિવરાણીરે— મહારા. ૬

## શ્રી મુનિવિહારની ગુંહળી.

મુનિવર રાજનગરની નાર, શ્રાવિકા સર્વ મળી કહે;
મુનિવર અરજ એક ઉજમાળ, તુજ પદપંકજ નિત્ય ચહે,
મુનિવર તુમ સરખા ગુરૂરાજ, આજ પુરવ પુન્યે મળ્યા;
" સફળ થઇ સહુ આશ, દુરિત સરવ દુરે ટળ્યા. ૧
" દેશના અમૃતધાર, પુષ્કરાવર્ત મેહાપરે,
" ભવિજનને ઉપગાર, આપ વીના કોણ ઉચરે;
" મધુર વચન સુરસાળ, બાળ ઉમંગે શીર ધરે,
" અરૂણ ઉદય ઉપમાન, હૃદયકમળ વિકસીત કરે. ૨
" ચાલ્યો અસાડો માસ, શ્રાવણ હોંસે પુરણ કર્યો,
" ભાદરવે પણ તેમ, આસો નિરાશાથી ભર્યો;
" કારતકે કરશે વિહાર, એ ખટકો નિશ દિન રહે;
" કોણ કહે સદ્માર્ગ, પાપ પુંજને જે દહે. ૩
" ખટકાયક પ્રતિપાળ, પરમદયાળ કૃપા કરી;
" રહો રહો વળી ચોમાસ, વીનતી અમારી ઉર ધરી;
" દ્યોને રસીક ઉપદેશ, ફાગણ ચોમાસે રહી;
" તો પુગે મન આશ, એહ વિનંતી અમે કહી. ૪



## શ્રી શીયળવૃત્તની સજઝાય.

સફળ ધરમનો સાર તે કહીએરે—એ દેશી.

સુણુ સજની જે શિયળવૃત્ત પાળેરે,
તાત શ્વસુર બેઉ કૂળ અજવાળેરે;
અન્ય વૃતો નહિ એહની તોલેરે,
સકળ શાસ્ત્રવાદિ એમ બોલેરે.
વિતરાગ પ્રભુએ વળી ભાખ્યુરે,
શીલવતિએ શિવસુખ ચાખ્યુરે. એ ટેક. ૧
સુળસા ચંદનબાળા શાણીરે,
સીતાદિક જે સોળ વખાણીરે;
સતિઓ માંહે મુખ્ય ગણાણીરે,
અવર શીયળવંતી ગુણખાણીરે. વિતરાગ. ૨
નરમાં પણ તેહ ઉત્તમ કહીએરે,
જંબુ સુદર્શન નામ એ લહીએ;
વિજયશેઠ સ્થુલિભદ્ર વખાણુંરે,
બીજા બહુ બ્રહ્મચારી હું જાણુંરે. વિતરાગ. ૩
નામ ગણુંતા ન આવે પારરે,
મહિમા એનો છે અપરંપારરે;
બળ બુદ્ધિને શુભ દેહારરે,
સ્થળ સ્થળ પામે જય જયકારરે. વિતરાગ. ૪
જેહ પ્રભાવે આ ભવ માંહારે,
સૂરનર કિંન્નર વશ થઈ જાયરે;

વિષધર હોવે ફૂલની માળરે,
કાળ કરાળ બને કંગાળરે. વિતરાગ. ૫
એહવો અદ્ભૂત શીલ પ્રભાવરે,
પરલોકે નહિ દુઃખનો દાવરે;
જિન મંદિર જિન પ્રતિમા ભાવેરે,
સુંદર સોને જેહ ભરાવેરે. વિતરાગ. ૬
તો પણ નાવે શીયળની જોડરે,
અવર રત્ન નહિ સુરમણિ હોડરે;
સુરસુખ શિવસુખ જસ આધિનરે,
રસીક એ વૃત્તમાં થઇએ લીનરે. વિતરાગ. ૭

---

## દિક્ષા સંમત્તિ પ્રદાન ગીત.

( માતાજી તુમે ધન્ય ધન્યરે–એ દેશી. )

સખી ધન્ય દિવસ ઘડી આજરે,
તમે કીધું અલૌકિક કાજ રે;
ગુરૂવાણી શ્રવણ કરી જાણીરે,
જિન દિક્ષા ધર્મ પીછાણીરે. ૧
ધર્યો બાળક શ્રી ગુરૂ ચરણેરે,
તે જાશે સંયમ શરણેરે;
એ સંયમ જગ ઉપગારીરે,
વળી મોક્ષ નગરની બારીરે. ૨

ગત કાળે ઘણાએ લીધુંરે,
લઈ આતમ કારજ કીધુંરે;
જે લે તે લહેજત જાણેરે,
અન્ય અજ્ઞ વ્રથા હઠ તાણેરે. ૩
જિન ચોવીસ જે વર્ત્તમાનરે,
વળી ગણધર મુનિ ગુણવાનરે;
સહુ સંયમથી પૂજાયરે,
સંયમ ઇચ્છિત સુખદાયરે. ૪
સંયમથ. દા સંતોષરે,
સંયમ શા. ા પોષરે;
સંયમ ક્રુર કર્મ હઠાવેરે,
સંયમ નિજ ગુણ પ્રગટાવેરે.
સખી એ સંયમના રાગીરે,
તમે દંપતી મોહને ત્યાગીરે;
કરી શ્રેષ્ઠ પ્રતિજ્ઞા ભાવેરે,
"ભલે પુત્ર તું મુનિવર થાવેરે." ૬
ગુરૂ રામ વિજય ગુણ દરિયારે,
રગ રગ સંયમ રસ ભરીયારે;
એ શ્રી જિન શાસન ધોરીરે,
દે દિક્ષા જન મન કોરીરે. ૭
ઉપદેશ અજબ વરસાવેરે,
ભવિ ચાતક મન હરખાવેરે;

એ ઉત્તમ સદ્ગુરૂ પામીરે,
તુમ પુત્ર થશે જન સ્વામીરે. ૮
સહુ માત પીતા તુમ જેવારે,
નિજ વત્સને સંયમ દેવારે;
ઘેર ઘેર ઉમંગી થાવેરે,
તો દિક્ષા રસિક દીપાવેરે. ૯

---

## દિક્ષા માટે પ્રયાણનું ગીત.

( મ્હારૂ સાજન દેખીને વેવઇ બી ગયો—એ દેશી. )

આજે ઓચ્છવ રંગ વધામણા,
રૂડા મંગળ ગીત ગવાયરે. મુનિ વંદીએ.
તજી મોહ નરેંદ્રની સેવના,
મનુ સંયમ લેવા જાયરે. મુનિ વંદીએ. ૧
નિજ આશ્રિત પલટયો દેખીને,
મોહ રાજા ઘણું ખીજાયરે. મુનિ વંદીએ.
જેથી સર્વ કુટુંબ ભેળું કરી,
પૂછે શું કરવો ઉપાયરે. મુનિ વંદીએ. ૨
ચોલો ધર્મ લુંટે ધન માહરૂં,
એતે કેમ કરીને ખમાયરે. મુનિ વંદીએ.
તમે આપો સલાહ હું શું કરૂં,
ઘડી એક ધીરજ નહિ થાયરે. મુનિ વંદીએ. ૩

તવ મોહ સેનાપતિ ઉચરે,
નથી સાહેબ કાંઈ ઈલાજરે. મુનિ વંદીએ.
મને લાગે સમય પ્રતિકૂળ છે,
માટે સાચવવી ઘટે લાજરે. મુનિ વંદીએ ૪
કાંક લેવા જતાં દેવા થશે,
નથી અવસર આપણો હાલરે. મુનિ વંદીએ.
જાણી બુઝી મરણ કોણ નોતરે,
જેમ વાનર ચૂકે ફાળરે. મુનિ વંદીએ. ૫
ભલભલાને ભૂપર નાંખતો,
શુરો કામ કુંવર સરદારરે. મુનિ વંદીએ.
વિલે મુખ એ પણ પાછો વળ્યો,
પછી અન્યતણા શા ભારરે. મુનિ વંદીએ. ૬
સુણી સૈન્યપતિ શીખ શોચતાં,
લગી મોહ ભૂપતિ મન હાયરે. મુનિ વંદીએ.
મારૂં સૈન્ય સકળ નિર્બળ દીસે,
ત્યારે દુશ્મન કેમ જીતાયરે. મુનિ વંદીએ. ૭
એમ ચિંતે બળાપો બાપડા,
પડયા મોહ વિવશ જે દીનરે. મુનિ વંદીએ.
કોઇ ધર્મ 'રસિક' હરખે ઘણું,
બની સંયમ રસમાં લીનરે. મુનિ વંદીએ. ૮

# દિક્ષાના વરઘોડાનું ગીત.

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે—એ રાગ.

સહીયર દિક્ષાનો વરઘોડો આ દીપે અતિરે,
જેને નિરખી ગુણીજન મનમાં બહુ ખુશ થાય;
બાળકુંવર મનુભાઇ સંયમ લેવા નીસર્યો રે,
લઘુવય દેખી કંઇક જનોને અચરિજ થાય;
પુરા પુન્ય ઉદયથી અવસર આવો પામીએરે. ૧

સાખી—પૂર્વકાળમાં બહુ થયા, આવા ધર્મ પ્રસંગ,
પણ આ સમયે દોહીલો, આવો સંયમ રંગ.
જેના માતપીતાએ શાસનને શોભાવીઉંરે,
લઘુ વયમાં ગુરૂ ચરણે અર્પણ કીધો બાળ—પુરા. ૨

સાખી—આ સંદેશો સાંભળી, ધર્મ પ્રેમી હર્ષાય,
સામૈયું શણગારવા, ભક્તિ સહિત સહુ આય.
કુકડ અલબેલા સાબેલા લાવ્યા હોંશથીરે,
સાથે મીઠા સ્વરથી ગરજે બેન્ડ થીકાર—પુરા. ૩

સાખી—ગાડી મોટર પાલખી, હય ગય ભભકાદાર,
આગળ નોબત ગડગડે, પિછે ચલે અસ્વાર.
આવા ધર્મ કામ માં ભાગ લીયે બહુ ભાવથીરે,
જૈન સ્વયંસેવક મંડળને છે ધન્યવાદ—પુરા. ૪

સાખી—શ્રેણિકરાયે ઉજવ્યો, દિક્ષા મહોત્સવ સાર,
શાલીભદ્ર સંયમ લીયે, આપ બન્યો છડીદાર.
ચાલે અશ્વ ચઢીને નેકી વચન ઉચ્ચારતોરે,
આવો સોકતા લોગ વજે તે અજબ ગણાય—પુરા. ૫

સાખી—નેમીનાથ ઉપદેશથી, કૃષ્ણ વદે ઉદ્‌ગાર,
જે કોઇ સંયમ આદરે, ભક્તિ કરૂં ધરી પ્યાર.
એમ વિચારી પોતે ઢેલ પડાવી પૂરમાંરે,
જેથી ઉલટયા સંયમ રસિયા કંઈક સુજાણુ–પુરા. ૬
સાખી—દ્વારિકામાં નવનવા, નિત નિત ઓચ્છવ થાય,
સઘળો ખર્ચ શ્રી કૃષ્ણજી, કરતા ઉલટ લાય.
ઘરના પૂત્ર અને પુત્રીઓ પણ સંયમ લીએરે,
ઘરને પરની શોભા એક સરીખી થાય–પુરા. ૭
સાખી—ઘરના પરના કોઇને, રોકે નહિ તે રાય,
જિન સંયમ જસ મનવસ્યો, અનુમોદી મલકાય.
પોતે પાપ ઉદયથી સંયમ નવ સાધી શકેરે,
પણ તે અવર કોઇને કરે નહિ અંતરાય–પુરા. ૮
સાખી—એ રીતે આજે ખભ્યા, ધર્મ રસીક નરનાર,
પ્રૌઢ સ્વરે ઉચ્ચારતા, શાસનનો જયકાર.
શાસન રક્ષક ધર્મ ધુરંધર રામવિજય ગુરૂરે,
આપી રસિક દેશના ખીલવ્યો જૈન સમાજ–પુરા. ૯

---

## દિક્ષા લેતી વખતનું ગીત.

(સિદ્ધાચળ શીખરે દીવોરે—એ દેશી.)

તમે દિક્ષા લ્યો પુન્યશાળીરે,—શ્રી જિન શાસનના રસિયા.
લઇ પૂર્ણ બતાવો પાળીરે, શ્રી જિન.
જિન આગમને અનુસરજોરે, શ્રી જિન.
ગુરૂ આજ્ઞા દિલમાં ધરજોરે, શ્રી જિન. ૧

મુનિ સૂત્ર અર્થ સુખ કરજોરે, શ્રી જિન.
જન પ્રતિબોધી ઉદ્ધરજોરે, શ્રી જિન.
દશ વિધ યતિ ધર્મ દીપાવીરે, શ્રી જિન.
તમે થાજો અચળ પ્રભાવીરે, શ્રી જિન. ૨
આ ભવ સાગરથી તરવારે, શ્રી જિન.
નર જન્મ કૃતાર્થ કરવારે, શ્રી જિન.
જગ ફંદે જે ન ફસાયરે, શ્રી જિન.
તસ આતમ સિદ્ધિ થાયરે, શ્રી જિન. ૩
તમે બાળવયે બહુ કીધીરે, શ્રી જિન.
નિજ આતમ સત્તા લીધીરે, શ્રી જિન.
જે વિષય વિલાસી હોયરે, શ્રી જિન.
તે વૃદ્ધ છતાં લઘુ જોયરે, શ્રી જિન. ૪
જે વિષય થકી મન વાળેરે, શ્રી જિન.
જે સંયમ ગુણ અજુવાળેરે, શ્રી જિન.
તે બાળક પંડિત તોલેરે, શ્રી જિન.
એમ શ્રી જિન આગમ બોલેરે, શ્રી જિન. ૫
તમે પૂર્વ પુરૂષ સંભારીરે, શ્રી જિન.
ઉરમાં તસ ગુણ ઉતારીરે, શ્રી જિન.
જિન સંયમ જગ વિસ્તરજોરે, શ્રી જિન.
યશ ઉજ્વલ લક્ષ્મિ વરજોરે, શ્રી જિન. ૬
એ નમ્ર વિનંતિ અમારીરે, શ્રી જિન.
અમે આપ કને ઉચ્ચારીરે, શ્રી જિન.
ગુરૂ રામવિજય ગુણ રાગીરે, શ્રી જિન.
તમે રસિક મુનિ વૈરાગીરે, શ્રી જિન. ૭

સમાપ્ત.

## " શ્રી ગૌતમ સ્વામીની ગુંહળી. "

( પ્રથમ જિનેશ્વર મરૂદેવી નંદા—એ દેશી. )

ગૌતમસ્વામી શિવસુખ કામી, ગુણ ગાઉં શિર નામીરે —ગુરૂ ગૌતમસ્વામી ॥ એ—આંકણી ॥ જીવ સત્તાકા સંશય પડિયા, વીર ચરણ જઈ અડિયારે—ગુરૂ૦ ॥ ૧ ॥ હુવા ગણધારી શંકા નિવારી, પ્રભુજીએ ત્રિપદી આલીરે—ગુરૂ૦ ॥ ૨ ॥ ચૌદ પૂરવકી રચના કીની, જગ જસ કીરતિ લીનીરે—ગુરૂ૦ ॥ ૩ ॥ લબ્ધિ બલિયા અષ્ટાપદ ચડિયા, વીર વચન રસ ભરિયારે—ગુરૂ૦ ॥ ૪ ॥ ગુરૂજી યાત્રા કરકે વલિયા, પન્નરસેં તાપસ મલિયારે—ગુરૂ૦ ॥ ૫ ॥ સંયમ લેવા વિનતિ કીની, ગુરૂજીએ દીક્ષા દીનીરે—ગુરૂ૦ ॥ ૬ ॥ વીર પ્રભુકા દરિસણ ચલિયા કેવળ લક્ષ્મી વરિયારે ગુરૂ૦ ॥ ૭ ॥ એમ અનેક શિષ્યકું તારી, એ ગુરૂકી બલિહારીરે—ગુરૂ૦ ॥ ૮ ॥ સખિયાં સઘળી ગુંહળી ગાવે, ગૌતમસ્વામીકી ભાવેરે—ગુરૂ૦ ॥ ૯ ॥ વીર પ્રભુકા રાગ નિવારી, આતમ એકતા ધારીરે—ગુરૂ૦ ॥ ૧૦ ॥ કેવળ પાઈ મોક્ષ પદ પાયા, પૃથ્વી માતાકા જાયારે—ગુરૂ૦ ॥ ૧૧ ॥ ઓગણીસો સડસઠ સંવત પાયા, દીવાલી દિન આયારે—ગુરૂ૦ ॥ ૧૨ ॥ વીરવિજય ગૌતમ ગુણ ગાયા, બીકાનેર જબ આયારે—ગુરૂ૦ ॥ ૧૩ ॥

---

## " શ્રી બુદ્ધિવિજયજી ( બુટેરાયજી ) મહારાજની ગુંહળી. "

( અહો ! મુનિ સંયમમાં રમતા—એ દેશી. )

અહો ! ગુરૂ અધ્યાતમ રમતા; બુદ્ધિવિજયજી મન ગમતા;

જેણે મારી છે મન થકી મમતા ॥ અહો૦ ॥ ૧ ॥ શીખ કુલમાં જનમ ધારી, દેશ પંજાબ મોઝારી; મત ઢુંઢકનો દીધો ટાળી ॥ અહો૦ ॥ ૨ ॥ તોડી મુહપત્તિ મુખપરથી, ધાર્યું સમકિત જીગરથી; જસવિજય સ્તવન વાંચનપરથી ॥ અહો૦ ॥ ૩ ॥ રામનગર ગુજરાંવાળા, તાર્યા પવણાખા વ્હાલા; કર્યા અનેક જીવને ગુણવાળા ॥ અહો૦ ॥ ૪ ॥ ઘણા ઢુંઢકને બોધ્યા, મલ અંતરના શોધ્યા; આપી ઉત્તર ઢુંઢકને રોધ્યા ॥ અહો૦ ॥ ૫ ॥ ત્યાંથી ગુજરાત વિચરંતા, લોક વિનવે વિલવિલતાં; જાવો અમને કોનું શરણ હિંતાં ॥ અહો૦ ॥ ૬ ॥ અદભૂત નર રત્ન થાશે, કીર્તિ ભૂખંડ પથરાશે; શુદ્ધ ધર્મ તેથી ઘણો વિકસાશે ॥ અહો૦ ॥૭॥ વિજયાનંદસૂરિ જાગ્યા, ગુરૂ વચન સત્ય લાગ્યાં; સિંહ જોઇ ઢુંઢક હિરણ ભાગ્યા ॥ અહો૦ ॥ ૮ ॥ ગુરૂ ગુજરાતે આવ્યા, મુક્તિ વૃદ્ધિ સાથે લાવ્યા; દાદા મણિવિજય ગુરૂ ભાવ્યા ॥ અહો૦ ॥ ૯ ॥ ગુરૂ અધ્યાત્મી પૂરા, કોઇ વાતે ન અધૂરા; કર્મ સૂદન કરવામાં શૂરા ॥ અહો૦ ॥ ૧૦ ॥ મુક્તિ વૃદ્ધિ નીતિ નામી, ચોથા ક્ષાંતિ તમો ધામી; આત્મારામ શિષ્ય પંચમ જ્ઞાની ॥ અહો૦ ॥ ૧૧ ॥ ગુરૂરાજના ગુણ ગાવે, આત્મ કમળ વિકસાવે; વરી લબ્ધિ તે શિવપુર જાવે ॥ અહો૦ ॥ ૧૨ ॥

---

## "ન્યાયાંભોનિધિ-શ્રીમદ્ વિજયાનંદસૂરિશ્વરજીની ગુંહળી."

( લઘુવયે જોગ લીયોરે એ—દેશી. )

અજબ કિયોરે, સૂરિરાજ સમાકત દાન દિયોરે; તસ ઘર
મંગળ માળ, જિન્હેં તુમ નામ લિયોરે ॥ એ આંચલિ ॥
પંચનદે ગુરૂ ઉપન્યારે, પડિયા ઢુંઢક જાલ—સમકિત૦; વ્યા-
કરણ ન્યાય વિચારતાંરે, સંશય પડયો તત્કાળ—સમકિત૦ ॥
અજબ૦ ॥ ૧ ॥ સૂત્ર સિદ્ધાંતે મૂર્તિ છે રે, નિક્ષેપે કેમ
ગમાર—સમકિત૦ ॥ રત્ન પરીક્ષક જાણિયેરે, જોહરી નાહીં
ચમાર—સમકિત૦ ॥ અજબ૦ ॥ ૨ ॥ તાર્યો દેશ પંજાબ-
નેરે, સૂત્ર સિદ્ધાંત અનુસાર—સમકિત૦ ॥ ઠેર ઠેર જિનમંદિરોરે,
સ્થાપે સંઘ ઉદ્ધાર—સમકિત૦ ॥ અજબ૦ ॥ ૩ ॥ સંવેગી
દીક્ષા ધરીરે, રચે ગ્રંથ અપાર—સમકિત૦ ॥ અધ્યાતમ રસ
ઝીલતારે, તારે કેઇ હજાર—સમકિત૦ ॥ અજબ૦ ॥ ૪ ॥
વિજયાનંદસૂરિ હુઆરે, સંઘ આગ્રહ દિલ ધાર—સમકિત૦
॥ જન સુધારણ કારણેરે, કર્યો વિહાર અપાર—સમકિત૦ ॥
અજબ૦ ॥ ૫ ॥ વ્યાકરણ ન્યાય સાહિત્યનારે, એ હુઆ
પૂરા જાણ—સમકિત૦ ॥ આગમ વિલોક્યાંરે, નહીં કોઇ વાતે
અજાણ—સમકિત૦ ॥ અજબ૦ ॥ ૬ ॥ આત્મ રમણમાં નિત્ય
રહેરે, નામ ભી આતમરામ—સમકિત૦ ॥ સૂરિ કમળ તસ
પટ્ટધરૂરે, સૂરિ લબ્ધિના ઠામ—સમકિત૦ ॥ અજબ૦ ॥૭॥

卐

## " ઉપાધ્યાય શ્રી વીરવિજયજી મહારાજની ગુંહળી."

( પીત્તળ લોટા જળે ભર્યારે—એ દેશી. )

વીરવિજય ઉવજ્ઝાયનીરે, વાણી અમૃત સમાનરે—સાહેલી ॥ વીરવિજય ગુરૂ વાંદીયેરે ॥ એ આંકણી ॥ ચાલ ચાલ ક્હેવું ઝીલીયેરે, પીલીયે કર્મ અમાનરે—સાહેલી ॥ વીર૦ ॥ ૧ ॥ સપ્તભંગી નિક્ષેપથીરે, સાત નમે છે વાણુરે—સાહેલી ॥ વીર૦ ॥ ૨ ॥ સૂક્ષ્મ સ્વરૂપ સમજાવતારે, અનેક ભંગીના જાણુરે, સાહેલી ॥ વીર૦ ॥ ૩ ॥ કંઠ સકળ સમુદાયમાંરે, એ સમ મીઠા ન હોયરે—સાહેલી ॥ વીર૦ ॥ ૪ ॥ દ્રષ્ટાંતો અતિ રસ ભર્યારે, આપે છે ગુરૂ સોયરે—સાહેલી ॥ વીર૦ ॥ ૫ ॥ વાંચક વાણીએ સિદ્ધ છે રે, મૂંગો થાય વાચાલરે—સાહેલી ॥ વીર૦ ॥ ૬ ॥ તાસ ચરણ જે સેવતારે ટાળે ભવ જંજાળરે—સાહેલી ॥ વીર૦ ॥૭॥ વિજયકમળસૂરિરાયનારે, એજ ખરા દિવાનરે—સાહેલી ॥ વીર૦ ॥ ૮ ॥ અંત ગતિ વૈરાગ્યથીરે, વ્યાપી રહ્યા ગુણવાનરે—સાહેલી ॥ વીર૦ ॥ ૯ ॥ વીરશાસનમાં ઝીલતારે, પ્રેમે વન ગજરેવરે—સાહેલી ॥ વીર૦ ॥ ૧૦ ॥ શ્વાસ માંહિ શત વારશુંરે, જયતા વીર સદૈવરે—સાહેલી ॥ વીર૦ ॥ ૧૧ ॥ દાનવિજયસૂરિરાયનારે, એ ગુરૂ જગમાં ખ્યાતરે—સાહેલી ॥ વીર૦ ॥ ૧૨ ॥ ભંગી લબ્ધિસૂરિ તણારે, દીલમાં રમે ભલી ભાતરે—સાહેલી ॥ વીર૦ ॥ ૧૩ ॥

---

## 'ઉપાધ્યાયજી શ્રી વીરવિજયજી મહારાજની ગુંહળી'

( માલણુ ગુંથી લાવ ગુણીયલ ગજરો—એ દેશી. )

જગદ્‌ગુરૂ વીરજી જયકારી, જસ શાસન અખંડિત ધારી—જગદ્‌ગુરૂ૦ ॥ એ-ટેક ॥ સુધર્મા પ્રથમ પટ્ટધારી, પછી જંબુસ્વામી બ્રહ્મચારી; નિત્ય નમીયે શીયલ ગુણુધારી ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ૧ ॥ એમ અનુક્રમે તોતેરમી પાટ, વિજયાનંદસૂરિ જગ વિખ્યાત; તસ પટ્ટધર કમળસૂરિ જાત ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ૨ ॥ વીરવિજય ઉપાધ્યાય સ્થાન, કમલસૂરીશ્વરેના પ્રધાન; સદા શાસન સેવે સાવધાન ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ॥ ૩ ॥ ઉપાધ્યાયજી ગુણુ એક ખાસ, સમતા રસમાં મન ઉલ્લાસ; વસે સદૈવ સૂરીશ્વર પાસ ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ૪ ॥ શિષ્ય વર્ગને નિત્ય જ્ઞાન ધ્યાન, ઉત્તમ બોધ દે બુદ્ધિનિધાન; શાસ્ત્ર પારંગ બનાવ્યા 'દાન' ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ૫ ॥ દાનવિજયસૂરિપદે આજે, ગુરૂ કીર્ત્તિ વધારી વિરાજે; જસ મહિમા દશે દિશ ગાજે ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ૬ ॥ પ્રેમ મંગળ આદિ પરિવાર, ગાય ગુરૂ મહિમા મનોહાર; વિજયી વિચરે જયકાર ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ૭ ॥ એમ અનેક રત્ન વીર વંશે, જસ સંગીત સર્વ પ્રશંસે, વાણી શોષણુ પાખંડી ધ્વંસે ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ૮ ॥ આવા રૂડા સંતાને રાચે, શાસન પ્રેમી ગુણીજન સાચે; 'રત્ન-રાગી' રાચે નવિ કાચે ॥ જગદ્‌ગુરૂ૦ ॥ ૯ ॥

---

## "શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજીની ગુંહળી"

( સુણો ચંદાજી–એ દેશી. )

ચાલો સાહેલી, દાનસૂરીશ્વર વંદન કરવા કાજે, ગુરૂ વંદનથી ભવો ભવનાં સવિ પાતક દૂરે ભાજે ॥એ–આંકણી॥ જે શુદ્ધ સમ્યક્ત્વને વરિયા છે, જે જ્ઞાન રયણના દરિયા છે; જે સમતા રસથી ભરિયા છે ॥ ચાલો૦ ॥ ૧ ॥ જેણે પાપ ક્રિયા દૂર કીધી છે, જેણે જીવદયા ચિત્ત લીધી છે; જેણે વીર વિભુની વાણી પીધી છે ॥ ચાલો૦ ॥ ૨ ॥ જેણે કુમતિ કુટીલા કાપી છે, સુમતિ સખી હેડે સ્થાપી છે; તેથી આત્મરમણતા વ્યાપી છે ॥ ચાલો૦ ॥ ૩ ॥ જે અંતર વૈરીને વારે છે, દશવિધ યતિધર્મને ધારે છે; એ તો કામ કષાયને જારે છે ॥ ચાલો૦ ॥ ૪ ॥ છે બાળપણાથી બ્રહ્મચારી, માયા મમતા જેણે મારી; ગુરૂ બ્રહ્મવાડ નવ નિરધારી ॥ ચાલો૦ ॥ ૫ ॥ વીરશાસને સિંહ સમ ગાજે છે, મિથ્યામતિ મૃગ સવિ ભાજે છે; ગુરૂ છત્રીસ ગુણથી રાજે છે ॥ ચાલો૦ ॥૬॥ ગુરૂ કંચન કામિનીના ત્યાગી, શુદ્ધ મંગળ ધર્મ તણા રાગી; જસ કીર્તિ વીણા સઘળે વાગી ॥ ચાલો૦ ॥ ૭ ॥

---

"ઉપાધ્યાય શ્રી વીરવિજયજી મહારાજની ગુંહળી."

બ્હેની શાંત સુધારસ આગરૂ, બ્હેની ગુણગણ રયણ ભંડારરે—ગુણવંતી બ્હેની વીરવિજય ગુરૂને વાંદીયે ॥ એ-આંકણી ॥ બ્હેની વિક્રમ સંવત ઓગણી સાતમાં, બ્હેની જન્મ 'પડવા' નિરધારરે ॥ ગુણ૦ ॥ ૧ ॥ બ્હેની મીઠાભાઇ પિતા જેહના, બ્હેની રામબાઇ માત મલ્હારરે ॥ ગુણ૦ ॥ ૨ ॥ બ્હેની વિષય વિરૂપતા દેખીને, બ્હેની સ્વરૂપ અથિર સંસારરે ॥ ગુણ૦ ॥ ૩ ॥ બ્હેની આંબાલા શહેરે સંયમ લીધું, બ્હેની ઓગણીસો પાંત્રીશ ધારરે ॥ગુણ૦ ॥ ૪ ॥ બ્હેની વિજયાનંદસૂરીશના, બ્હેની શિષ્ય રત્ન મનોહારરે ॥ ગુણ૦ ॥ ૫ ॥ બ્હેની સૂત્ર સિદ્ધાંતાદિ શાસ્ત્રોમાં, બ્હેની પ્રવીણ થયા જે શ્રીકારરે ॥ ગુણ૦ ॥ ૬ ॥ બ્હેની વાચક પદ 'પાટણ' મળ્યું, બ્હેની ઓગણીસો સત્તાવન સારરે ॥ ગુણ૦ ॥ ૭ ॥ બ્હેની ચાર કષાયને ચુરતા, બ્હેની ભાવના ભાવતા બારરે ॥ ગુણ૦ ॥૮॥ બ્હેની મોહ માયાને મારતા, બ્હેની વારતા વિકથા ભારરે ॥ ગુણ૦ ॥ ૯ ॥ બ્હેની દોષ બેંતાળીસ ટાળતા, બ્હેની લેતા શુદ્ધ આહારરે ॥ ગુણ૦ ॥ ૧૦ ॥ બ્હેની વીર વચન વિસ્તારતા, બ્હેની કરતા ઉગ્ર વિહારરે ॥ ગુણ૦ ॥ ૧૧ ॥ બ્હેની ઓગણીસો પંચોતેરમાં, બ્હેની નગર 'ખંભાત' સ્વીકારરે ॥ ગુણ૦ ॥ ૧૨ ॥ બ્હેની વજીર શ્રી કમલસૂરિ તણા, બ્હેની પહોંચ્યા

એ સ્વર્ગના બારરે ॥ ગુણ૦ ૧૩ ॥ જ્હેની દાનગુરૂના ગુણ આવતાં, જ્હેની મેળવે મંગળ રૂડાં ચારરે ॥ ગુણ૦ ॥ ૧૪॥

---

## શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વર પ્રથમ પટ્ટધર "શ્રી વિજયદાનસૂરીશ્વરજીની ગુંહળી."

(મુનિવર મારગમાં વસિયા–એ દેશી.)

સખિ! શ્રી દાનસૂરિશ્વરને વંદો, ગુરૂ વંદન ટાળે છે ભવ ફંદો ॥ સખિ૦ ॥ એ આંકણી ॥ સૂરિવર સંયમને પાળે, કર્મ અશુભ મળને ટાળે; નિજાતમ ગુણને અજવાળે ॥ સખિ૦ ॥ ૧ ॥ પાંચ ઇંદ્રિયોને દમતા, નવવિધ બ્રહ્મને અનુસરતા; ચાર કષાયને પરિહરતા ॥ સખિ૦ ॥ ૨ ॥ મહાવ્રત પંચકના રસિયા, આશ્રવ દ્વારોથી દૂર ખસિયા; પંચાચાર દિલમાં વસિયા ॥ સખિ૦ ॥ ૩ ॥ પંચ સમિતિમાં છે શૂરા, ગુપ્તિ ત્રિકથી નહિ દૂરા; એ ગુરૂ છત્રીશ ગુણ પૂરા ॥ સખિ૦ ॥ ૪ ॥ ચરણ કરણ સીત્તરી ધારે, પરિષહ ફોજને વિદારે; અપૂર્વ શાંતિ શુદ્ધ તરવારે ॥ સખિ૦ ॥ ૫ ॥ શુભ ધ્યાન સદા ધ્યાવે, આગમ જ્ઞાનમાં ચિત્ત લાવે; પ્રવીણ થયા એમાં તો ભાવ ॥ સખિ૦ ॥ ૬ ॥ વાચક વીરવિજય સારા, શિષ્ય શ્રી દાનસૂરિ પ્યારા; શ્રી વિજયકમળસૂરિ પટ્ટધારા ॥ સખિ૦ ॥ ૭ ॥ ગુરૂ ગુણ ગાતાં આનંદ થાવે, ઘર ઘર મંગળ વિકસાવે; નરભવ તર સફલો થાવે ॥ સખિ૦ ॥ ૮ ॥

---

## ગહુંલી ૧ લી

( માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો—એ દેશી. )

વંદો ગુરૂરાજ જગ ઉપગારી,
ગુરૂ જ્ઞાન તણી બલિહારી— વંદો ગુરૂરાજ
ગુરૂ ભકિતવિજય મહારાજ પૂરા પુન્ય ઉદયે મલ્યા,
આજ જીનશાસનના શિરતાજ. વંદો ગુરૂ૦ ૧
એક વિષ અસંજમ ત્યાગી, એક અજ્ઞાતા ગઈ ભાગી
લગની એક મોક્ષની લાગી. વંદો ગુરૂ૦ ૨
રાગદ્વેષ હઠાવણ શુરા, શુદ્ધ જ્ઞાન ક્રિયામાં પૂરા,
હોય ધ્યાને કરે કર્મ ચુરા. વંદો ગુરૂ૦ ૩
ત્રણ ગુપ્તિ સદા દીલધારી, ત્રણ શલ્ય અંતરથી નિવારી
ત્રણ તત્ત્વ આરાધનકારી. વંદો ગુરૂ૦ ૪
બંધ હેતુ તજે દૂર ચાર, વિકથા ચાર ચુરણહાર,
ધર્મચારના બોધ કરનાર. વંદો ગુરૂ૦ ૫
પંચમહાવ્રતના પ્રતિપાળ, દીધો પંચ પ્રમાદ નિકાળ,
રોકી પંચ આશ્રવ રૂપી ખાળ. વંદો ગુરૂ૦ ૬
છક્કાયના જીવ ઉગારે, હાસ્યાદિછ દૂર નિવારે,
છ એ દર્શનનું જ્ઞાન ધારે. વંદો ગુરૂ૦ ૭
એમ ત્રિપદી બહુ ગુણધારી, શુદ્ધ ઉપદેશના દાતારી,
નિર મોહીને નિરવિકારી. વંદો ગુરૂ૦ ૮
મારી પુન્યઉદય દશા જાગી, ગુરૂરાજ મલ્યા મહાત્યાગી
મારી ભવની ભાવઠ ભાગી. વંદો ગુરૂ૦ ૯

ભવ્ય જીવતણા હિતકાર, ગુરૂ ભવજલ તારણહાર,
નિત્ય સેવા કરે નરનાર. વંદો ગુરૂ૦ ૧૦
જે સદ્ગુરૂ સેવા કરશે, તે ભવજલ હેલા તરશે,
અનુપમ શિવ સંપદા વરશે. વંદો ગુરૂ૦ ૧૧
સખી સોલ સજી શણગાર, ચાલો જઈએ ગુરૂ દરબાર,
નમી ગહુંલી કરીએ ઉદાર. વંદો ગુરૂ૦ ૧૨
સિદ્ધિ કાજે વિનય ગુણ ધરશો, ગુરૂભક્તિ સદા અનુસરશો,
તો રમણિક સંપત્તિ વરશો. વંદો ગુરૂ૦ ૧૩

---

## ગહુંલી ૨ જી.

( મલ્લીજીનનાથજી વ્રત લીજેરે—એ દેશી. )

નિત્ય નરનાર ગુરૂજીને વંદોરે, વંદી નિજ પાપ નિકંદો—નિત્ય૦
ભલે ભલે પધાર્યા સ્વામીરે, પાવન કર્યું અમ ગામરે,
રામપુરા છે જેહનું નામ. નિત્ય૦ ૧
શ્રી ભક્તિવિજય ગુરૂરાજરે, મહા પુન્યે નિહાળ્યા આજરે,
અમ સિધ્યાં સઘળાં કાજ. નિત્ય૦ ૨
ગુરૂ જ્ઞાન ગુણના દરિયારે, વળી કરૂણરસના ભરિયારે,
સંજમ રમણીને વરિયા. નિત્ય૦ ૩
સાધુ ક્રિયાકાંડમાં પુરારે, કર્યા વિષય કષાયને દૂરારે,
ઉપસર્ગ સહનમાં શુરા. નિત્ય૦ ૪
ગુરૂ સમુદ્ર પરે ગંભીરરે, તપસ્યા કરવે શુરવીરરે,
તારક ભવોદધિ તીર. નિત્ય૦ ૫

માયા મમતાને કરી દૂરરે, કર્મ આઠ કરે ચકચુરરે,
લેવા મુક્તિસુખ ભરપૂરરે. નિત્ય૦ ૬
જેણે પંચ પ્રમાદ નિવાર્યારે, ઉપદેશે કેઇ જીવતાર્યારે,
કુ પંથથી બહુ જીવ વાર્યા. નિત્ય૦ ૭
ગુરૂ ઉપશમ રસના કૂપરે, મુખ ચંદ્ર દીપે અનૂપરે,
સંજમ ગુણ વૃદ્ધિની ચુંપ. નિત્ય૦ ૮
બોધ આપી અજ્ઞાન હઠાવેરે, જીન ધર્મમાં રાગે કરાવેરે,
જીનશાસન ખૂબ દીપાવે. નિત્ય૦ ૯
ગહુલી કરી વંદન દઇએરે, ગુરૂરાજ તણા ગુણ ગાઇએરે,
જેથી ભવોભવ સુખીયાં થઇએ. નિત્ય૦ ૧૦
પન્યાસ ગણી પદે રાજેરે, ગુરૂ ભક્તિવિજયજી છાજેરે,
જેની રમણીક કીર્તિ ગાજે. નિત્ય૦ ૧૧

---

## ગહૂંલી ૩ જી.

(વિમલાચલ વિમલા પાણી—એ દેશી.)

ભવિયણ ભાવથી ગુરૂવંદો, જેમ વિઘટે ભવભય ફંદો—ભ૦
ગામ નગરને પાવન કરતા, ભવિયણ પડિબોહણ ફરતા,
ઉપકાર બુદ્ધિ દિલ ધરતા, અજ્ઞાન તિમિરને હરતા. ભ–૧
તપાગચ્છસૂર પંચસૂર, જીનઆગમ જ્ઞાન વિદૂર,
વૈરાગ્ય રસે ભરપુર, રહે કર્મ બંધનથી દૂર. ભ–૨
ગુરૂ કાયા કંચન સમભાસે, હિતકારક પંથ પ્રકાશે,
સુણીયે એક ચિત્ત ઉલ્લાસે, જેથી દુર્ગતિ દૂર નાશે. ભ–૩

નવકાર જપો શુભ ધ્યાન, દેવપુજા કરો એકતાન,
ગુરૂ વંદો કરો બહુમાન, કરો યથાશક્તિ પચ્ચખ્ખાણ. ભ-૪
જીનવાણી સદા પાન કરીએ, વ્યવહારમાં નીતિ આદરીએ,
દાનાદિક ધર્મ આચરીએ, આચાર વિચાર શુદ્ધ ધરીએ. ભ-૫
નિત્ય સામાયિક કરો પ્રેમે, તિથી આરંભ કરીએ ન કેમે,
પડિક્કમણાં બે કરીએ ટેમે, તો જીંદગી જાયે બહુ ખેમે. ભ-૬
સહુ જયણાએ કરીએ કામ, વર્જો જે અભક્ષ્ય તમામ,
વશ કરીએ ઇંદ્રિયગ્રામ, તો વાધશે જગતમાં મામ. ભ-૭
દુષ્ટ વ્યસનને દૂર નિવારી, લ્યો આતમ કાજ સુધારી,
તજી સ્વાર્થી દુનીયા અસારી, આદરીએ સંજમ શિવકારી. ભ-૮
ઇત્યાદિ દેશના સારી, ગુરૂવાણી અમી ઝરનારી,
ભવ તાપ બુઝાવણ હારી, ગુરૂ ગુણગણ કેરા અગારી. ભ-૯
સદ્‌ગુણી ગુરૂરાજની આગે, વાંદી ગહુલી કેરો શુભરાગે,
શુદ્ધ જ્ઞાનદશા નિજ જાગે, જેથી ભવોભવના દુખ ભાગે. ભ-૧૦
સૂરિ સિદ્ધિવિજય ગુણરાશ, શિષ્ય વિનયવિજય ગુણીતાસ,
નમું ભક્તિવિજય પંન્યાસ, દેજો રમણિક જ્ઞાન પ્રકાશ. ભ-૧૧

---

## ગહુંલી ૪ થી.

( વિમલાચલ વિમલા પાણી—એ દેશી. )

અહો ગુરૂરાજ મુનિવર કેવા, જેની કલ્યાણકારી છે સેવા. અહો.
શુદ્ધ પંચ મહાવ્રતધારી, ષટકાય સુરક્ષાકારી,
પંચેંદ્રિય વિષય વિદારી, જ્ઞાનરયણ તણા ભંડારી. અહો૦ ૧

મદ આઠ તણા જે ત્યાગી, દશ વિધયતિ પંથરાગી,
વિકથા કુથલી ગઈ ભાગી, શિવ રમણી શું લયલાગી. અહો૦ ૨
સદા ઉત્તમ ભાવને ધરતા, સાધુ ક્રિયા અતિ શુદ્ધ કરતા,
ત્રણ ગુપ્તિ રૂડી આચરતા, સમિતિ પંચનો ખપ કરતા. અહો૦ ૩
નિજ ભાવ રમણતા કારી, પરભવ દશા પરિહારી,
જીનઆણ સદા ઉરધારી, ગુરૂ દેશવિદેશ વિહારી. અહો૦ ૪
ભવ્ય પ્રાણી પરમ ઉપકારી, નિત્ય તપ જપ ધ્યાનના ધારી,
મુખવાણી સુધારસ કયારી, બલિહારી હું જાઉં તસવારી. અહો૦ ૫
સખી ગહુંલી કરો ગુરૂ પાસ, ગુણ ગાઈ કરો દુખનાશ,
કરો વંદન દરિશન ખાસ, જેથી પામીએ લીલવિલાસ. અહો૦ ૬
સૂરિસિદ્ધિવિજયજીના ખાસ, શિષ્ય વિનયવિજયજી તાસ,
ગુરૂભક્તિ વિજયજી પંન્યાસ, નમું રમણિક દ્યો ગુણરાશ. અહો૦ ૭

---

## ગહુંલી ૫ મી.

સખી એક અનુપમ વાતડી, કહું સાંભળ થઈ સાવધાન,
ચાલો ગુરૂ વાંદવા.
સખી જંગમ કલ્પતરૂ સમા, ભવ્ય જીવ કમલવન ભાણ,
ચાલો૦ ૧
સખી ત્યાગી વૈરાગી પધારીયા, શ્રી ભક્તિવિજય ગુરૂરાય,
ચાલો૦—
સખી ચાલો જઈએ ઉતાવળા, રૂડો ઉપદેશ શુદ્ધો દેવાય,
ચાલો૦ ૨

સખી કાળ અનંતે પામીએ, એહ માનવભવ મનોહાર,
ચાલો૦—
સખી ક્ષેત્ર આરજ તેમાં ભલો, કુળદુર્લભ તેહમાં સાર,
ચાલો૦ ૩
સખી દેહ નીરોગ જીવીત ગુરૂ, વળી સદ્ગુરૂ સંગ અલભ્ય,
ચાલો૦—
સખી ભૂરિ પુન્યોદયે જીવને, ગુરૂ દર્શન હોય સુલભ્ય,
ચાલો૦ ૪
સખી દેશકાળને અનુસારે, ચારિત્ર તણા પ્રતિપાળ,
ચાલો૦—
સખી કંચન નારીના ત્યાગીયા, કાઢે જ્ઞાન ધ્યાનમાં કાળ,
ચાલો૦ ૫
સખી સદ્ ઉપદેશ વડે કરે, ભવોદધિ પડતાનો ઉદ્ધાર,
ચાલો૦—
સખી દીન દુસ્થિત જીવોતણા, ગુરૂ કૃપા તણા અવતાર,
ચાલો૦ ૬
સખી સદગુરૂના ગુણે શોભતા, ગુરૂ શાંતદાંત ગંભીર,
ચાલો૦—
સખી સેવા કરો રૂડા ભાવથી, સદા ધરીયે આણા તસશીર,
ચાલો૦ ૭
સખી નિત્ય પ્રમાદ છોડી કરી, જઇ વંદીજે સદગુરૂ પાય,
ચાલો૦—

સખી ગહુંલી કરી આગળ ધરો, ગુરૂ ગુણ ગાતાં પાંપપલાય,
આલો૦ ૮

સખી સિદ્ધિવિજયસૂરિ રાજીયા, શિષ્ય વિનયવિજયજી તાસ,
આલો૦—

સખી ભક્તિવિજયજી પંન્યાસને, નમું રમણિક રૂપે ગુંજઆશ,
આલો૦ ૯

---

## ગહુંલી ૬ ઠી.

( મન મોહન મેરે—એ દેશી. )

ભક્તિ વિજય ગુરૂરાજના, સખિ સાંભળ મોરી.
ગુણ ગાઉં હર્ષ અપાર; સખિ૦
વઢીયાર દેશ સોહામણો, સખિ૦
રાધનપુર મનોહાર. સખિ૦ ॥ ૧ ॥
પચવીશ દેહરાં દીપતાં, સખિ૦
ધર્મી વસે નરનાર; સખિ૦
વિખ્યાત જાહોજલાલીએ, સખિ૦
શ્રીમંત જીહાં સાહુકાર. સખિ૦ ॥ ૨ ॥
મસાલીયા કુળમાં વડા, સખિ૦
રૂપ ગુણે અભિરામ; સખિ૦
જનક ઉગરચંદ જેહના, સખિ૦
માત સૂરજ ગુણ ધામ. સખિ૦ ॥ ૩ ॥

ભોગીલાલ જસ નામ છે, સખિ૦
ભાગ્યવંત શીરદાર; સખિ૦
વિનય વિવેક ગંભીરતા, સખિ૦
સહૂ ગુણ રયણ ભંડાર. સખિ૦ ॥ ૪ ॥

યોગ્ય વયે આડંબરે, સખિ૦
મહુવા શહેર મોઝાર; સખિ૦
આનદાન કુળ બાળિકા, સખિ૦
પરણ્યા જેકોર નાર. સખિ૦ ॥ ૫ ॥

વિનયવિજયજી મુનીશને, સખિ૦
લાધ્યો સંઘ શ્રીકાર; સખિ૦
વૈરાગી બન્યો આતમા, સખિ૦
સંસાર જાણી અસાર. સખિ૦ ॥ ૬ ॥

માયા મમતા પરિહરી, સખિ૦
કુટુંબ મોહ નિવાર; સખિ૦
અડવીશ વર્ષે આદર્યો, સખિ૦
સજમ ભવજલ તાર. સખિ૦ ॥ ૭ ॥

સાધુ બન્યા લેઈ સાથમાં, સખિ૦
ભાઈ લઘુ ને નાર; સખિ૦
ઓચ્છવ અનુપમ આદરી, સખિ૦
નિજ પુર માંહિ ઉદાર. સખિ૦ ॥ ૮ ॥

અચરિજ એકજ જાણીએ, સખિ૦

એક દિન દો ભાઇ સાથ; સખિ૦
જન્મ લીધો ને ઝાલીયો, સખિ૦
દીક્ષા રમણી હાથ. સખિ૦ ॥ ૯ ॥
નિરીહને મહાત્યાગી જે, સખિ૦
વિનયવિજય મુનિ સ્વામ; સખિ૦
ગુરૂ શિર ધારી હોંશથી, સખિ૦
ભક્તિવિજય ધર્યું નામ. સખિ૦ ॥ ૧૦ ॥
સાધુ સુગુણ પરિમલ થકી, સખિ૦
મ્હેકતા ગુરૂજી મહંત; સખિ૦
ભવ્ય જીવોને બોધતા, સખિ૦
ગામ નગર વિચરંત. સખિ૦ ॥ ૧૧ ॥
પંન્યાસ ગણિ પદે સોહતા, સખિ૦
એકાસણું રોજ ધાર; સખિ૦
વર્દ્ધમાન વિદ્યા તણા, સખિ૦
ધ્યાને ટાળે અધવાર. સખિ૦ ॥ ૧૨ ॥
શિષ્ય પ્રશિષ્યે રાજતા, સખિ૦
શાસન અંબર ભાણ; સખિ૦
ગુણજલધિ ગુરૂરાજના, સખિ૦
કેતાં કરૂં રે વખાણ. સખિ૦ ॥ ૧૩ ॥
એવા ગુરૂજીની આગળે, સખિ૦
ગહુંલી રચી શ્રીકાર; સખિ૦

ભાવ ધરી ગુણ ગાવતાં, સખિ૦
થાય સફળ અવતાર. સખિ૦ ॥ ૧૪ ॥
સિદ્ધિવિજય સૂરીંદના, સખિ૦
વિનયવિજય મુનિરાય; સખિ૦
ભક્તિવિજય ગુરૂ વંદતાં, સખિ૦
રમણિક થાય સદાય. સખિ૦ ॥ ૧૫ ॥

---

## ગહુંલી ૭ મી.

( સજની મોરી પાસજીનેશ્વર પૂજોરે—એ દેશી. )

સજની મોરી—ભક્તિવિજયજી પંન્યાસ રે
સજની મોરી—વંદન કરીએ ઉલ્લાસ રે
સજની મોરી—શિષ્ય પ્રશિષ્ય પરિવાર રે
સજની મોરી—જાસ ઘણા અણગાર રે. ॥ ૧ ॥
સજની મોરી—મેરૂવિજયજી પંન્યાસ રે
સજની મોરી—પ્રમોદવિજય ગુરૂ તાસ રે
સજની મોરી—મેરૂવિજય મુદાંત રે
સજની મોરી—શાંત સ્વભાવ ગુણ કાંત રે. ॥ ૨ ॥
સજની મોરી—ઈંદ્રવિજય શ્રીકાર રે
સજની મોરી—એ મુનિ દેવગત ધાર રે



સજની મોરી—દેવવિજયજી વિચાર રે
સજની મોરી—તપ કરતા બહુ વાર રે. ॥ ૩ ॥
સજની મોરી—સુંદરવિજયજી મહંત રે
સજની મોરી—ગુણિયલ ને મતિમંત રે
સજની મોરી—ભાનુવિજયજી અમાન રે
સજની મોરી—આતમકાજ સાવધાન રે. ॥ ૪ ॥
સજની મોરી—અશોકવિજય સોભાગી રે
સજની મોરી—વૈયાવચ્ચ ગુણ રાગી રે
સજની મોરી—રમણિક નામ છે સારૂં રે
સજની મોરી—લાગે જગજન પ્યારૂં રે. ॥ ૫ ॥
સજની મોરી—મુનિ સંજમ પણ જાણુ રે
સજની મોરી—દેહનું સુંદર વાન રે
સજની મોરી—ઉમંગ મહાવ્રત પાળે રે
સજની મોરી—તપ જપથી અઘટાળે રે. ॥ ૬ ॥
સજની મોરી—સુંદરવિજય શિષ્ય હોય રે
સજની મોરી—ચરણ નવલ નામે હોય રે
સજની મોરી—ચરણ ચરણ ગુણધારા રે
સજની મોરી—ભણતરમાં પણ સારા રે. ॥ ૭ ॥
સજની મોરી—મિત્ર નામે મુનિ વારૂ રે
સજની મોરી—તપસ્યા કરે અતિ ચારૂ રે
સજની મોરી—લાભ વિનેય પુન્યશાળી રે
સજની મોરી—વૃદ્ધદશા અજુવાળી રે. ॥ ૮ ॥

સજની મોરી—મેરૂવિજયજીના હેમ રે
સજની મોરી—વિનય પઠન ગુણ પ્રેમ રે
સજની મોરી—ભાનુવિજયજી મુનીશ રે
સજની મોરી—રૂડા અરૂણુ તસ શીષ રે. ॥ ૯ ॥
સજની મોરી—નવલ નવલે ક્રેમે રે
સજની મોરી—ધાર્યું કામ કરે પ્રેમે રે
સજની મોરી—ભાખ્યો રૂડો પરિવાર રે
સજની મોરી—ગુરૂજીનો એહ ઉદ્ધાર રે. ॥ ૧૦ ॥
સજની મોરી—ગુરૂ ગુણ રયણ ભંડારી રે
સજની મોરી—વિષય કષાય વિહારી રે
સજની મોરી—આપ તરે પર તારે રે
સજની મોરી—સમતા ગુણ જસ ભારે રે. ॥ ૧૧ ॥
સજની મોરી—આપે સદા શુદ્ધ નાણુ રે
સજની મોરી—ત્યાગી વૈરાગી સુજાણુ રે
સજની મોરી—ગહુંલી કેરો ગુરૂ પાસ રે
સજની મોરી—જેથી હોવે સુખ વાસ રે. ॥ ૧૨ ॥
સજની મોરી—સિદ્ધિવિજયજી સૂરીશ રે
સજની મોરી—વિનયવિજયજી મુનીશ રે
સજની મોરી—ભક્તિવિજય ગુરૂરાયા રે
સજની મોરી—રમણિક ભાવે ગુણ ગાયા રે. ॥ ૧૩ ॥

---

# ગહુંલી ૮ મી.

( પંથીડા સંદેશો કે જો મારા સ્વામીને—એ દેશી. )

ચોમાસું કરો રામપુરા આમ ગામમાં,
ભક્તિવિજયજી ગુણિયલ મુનિમહારાજજો;
સુશીલ શિષ્ય સાધુ સમુદાયે શોભતા,
સંસાર સાગર તારણ તરણ જહાજજો.—ચોમા૦ ૧
સંજમ મારગ નિર્મળ ચિત્તે પાળતા,
ટાળતા ગોચરી દોષ બાયાલખ ચિત્તજો;
ચરણ કરણ વ્રત ભાર વહન ધોરીસમા,
ધ્યાન ટાણે ગુરૂ મેરૂસમા એક ચિત્તજો.—ચોમા૦ ૨
ઉપશમ રસના દરિયા ક્રિરિયા સુંદરૂ,
ચાલતા જયણા પૂર્વક મહીયલ માંયજો;
તપઅનલે કરી કર્મ ઇંધનને બાળતા,
આપસમા ગુરૂ વિરલા જગતલ માંયજો.—ચોમા૦ ૩
સ્વપર શાસ્ત્રના જ્ઞાપક મારક મારના,
નિત્ય શ્રી જીન શાસનના ઉદ્યોત કારજો;
ગુણ અગણિતના ધારક વારક મોહના,
કારક દુર્ગતિ પડતાનો ઉદ્ધારજો.—ચોમા૦ ૪
વિષયારસના ત્યાગી રાગી મુક્તિના,
નવ વિધ બ્રહ્મચર્ય ગુપ્તિના ધરનારજો;
કષાય ચારના જીપક કરૂણા સાયરૂ,
વૈરાગ્ય રસથી પુરિત બાસ દેહારજો.—ચોમા૦ ૫

આપ પસાયથી સંઘમાં લાભ ઘણો થશે,
થશે વળી બહુ શાસનનો ઉદ્યોતજો;
ઉપદેશ દ્વારા અજ્ઞાન તિમિર હઠાવીને,
પ્રગટાવો અમ વિવેક દીપક જ્યોતજો.–ચોમા૦ ૬
દોરાશે કેઇ જીવો ધર્મના પંથમાં,
કુમતિ કુટિલતા દૂર કરી નિરધારજો;
જીન વચનામૃત પાન કરીશું હોંશથી,
દૂર કરીને નિદ્રા વિકથા ચારજો.–ચોમા૦ ૭
વ્રત નિયમ કરી આતમ કેઇ જીવ તારશે,
વરશે વળી બહુ વિરતિ દોય પ્રકારજો;
વિનતિ અમારી મહેર કરી ઉરમાં ધરો,
લાભ વિચારી કરજો આપ સ્વીકારજો.–ચોમા૦ ૮
જંગમ તીર્થ સમા ગુરૂવરને પામતાં,
હરખીત થાયે મનડું અમારૂં ખૂબજો;
ગહુંલી કરી ગુણ ગાઇ ગુરૂજીને વંદતાં,
પુરણ પ્રગટે આતમ અલખ તલુંબજો.–ચોમા૦ ૯
જીન શાસન શિણગાર વિજયસિદ્ધિસૂરિ,
વિનયવિજયજી ક્ષમા તણા ભંડારજો;
ભક્તિવિજય પંન્યાસ પસાયે સંઘમાં,
રમણિક કારજ થાયે અપરંપારજો.–ચોમાં૦ ૧૦

સમાપ્ત.